૭૫. રાજાઓમાં શ્રેષ્ઠ વિશ્વસેન રાજાએ કુલવૃદ્ધ પુત્રવાલી પતિસ્નેહી બાલ્યથી નિર્મલ બુદ્ધિવાળી એવી પોતાના કુલની સ્ત્રીઓ પાસે ખોળો ભરાવવાની ક્રિયા કરાવી.

૭૬. જ્યાં જાતિવંત પુષ્પો ખીલતા નથી. ને દારિદ્રયની જેમ કમલપુષ્પો કરમાઈ જાય છે ને આંબાની મંજરી જ્યાં ત્યાં સ્મરણનો વિષય બને છે ને કેવલ કુંદનુ પુષ્પ ખીલે છે. ખરેખર જગત વિચિત્ર છે.

૭૭. કોયલની વાણી સાંભળી વસંતઋતુ જલ્દી આવી હે વસંતપ્રભુ વિજયથી અભિમાની કામદેવ રૂપી પોતાના મિત્રની સહાયતા કદી છોડો નહિ. કારણ કે ભાવિ અચિરાના પુત્ર ૧૬મા તીર્થંકર કામદેવના બલવાન શત્રુ છે.

૭૮. સત્પાત્રના સ્વામી ત્રણ ભુવનના ગુરુ તે વિમાન છોડીને પૃથ્વીમંડલના આભૂષણ સરખી અચિરાદેવીના ગર્ભનો આશ્રય કરે છે. ઉપર રહેલા અમારા પર્ણોના સમૂહથી આશાતના ન થાઓ એમ માની પાંદડાં વૃક્ષોના સમૂહથી ખરી પડયાં ૭૬ થી ૭૮

૭૯. કેશુડાના પુષ્પોના સમુહની શોભાથી રાતા વસ્ત્રોવાળી વિકસેલા ચંપા ને કેશરથી પીળી આમ્ર મંજરીમાંથી ઉડતા પરાગથી સફેદ વર્ણોવાલી થયેલી વનસ્થલી હર્ષવાળી થયેલ કોયલરૂપે જાણે ગર્ભમાં રહેલા જિનને ગાવા માટે જ ન આવી હોય. જિનેશ્વર, લોકોના અજ્ઞાનને દૂર કરતા, વિલક્ષણ તેજને ફેલાવતા હિંસાદિ ઉગ્રકર્મના ઉપદેશથી નાશ કરતા હોય તેમ અર્થાત્–

૮૦ શિશિર ઋતુનો નાશ કરીને દુઃસહ તેજનો આશ્રય કરતો રવિ થયો એટલે કૃષિ-આદિ કર્મનાશ કરવામાં કઠોર ગ્રીષ્મઋતુએ પોતાનુ શાશન પ્રવર્તાવ્યું.

૮૧. બીજી ઋતુમાં જન્મ લીધો નહિ કિંતુ ઊનાળામાં જન્મ લેશે એમ માનીને મલ્લી પુષ્પો જેવા ફેલાતા યશવાળો તેજસ્વી ઊનાળો આવ્યો.

૮૨. સ્વામિની વૃદ્ધિ તથા હ્રાસમાં સેવકની વૃદ્ધિ તથા હ્રાસ થાય તેમ ઊનાળામાં સૂર્ય વધે છે તેથી દિવસ વધે છે. જો એમ ના હોય તો હેમંત ઋતુમાં કેમ વધતો નથી.

૮૩. દેવોએ કરેલા જિનેશ્વર ભગવાનના સ્નાત્ર મહોત્સવ વખતે અમારાં ફલો મૂકવાથી અમે કૃતાર્થ થયા, એમ માની વિકસિત પર્ણોસહિત આમ્ર વૃક્ષો જાણે નાચી ઉઠયાં.

૮૪ રાજાએ સખીઓના મુખે સાંભળી–સાંભળી કઠિન દોહલા તુરત પૂર્ણ કર્યા. એમ નવ-માસ સાડા આઠ દિવસ થયા ત્યારે જેઠ વદિ ૧૩ના દિવસે ભરણી નક્ષત્રમાં ચંદ્રના યોગ આવતાં

૮૫ ઉચ્ચને કેન્દ્રમાં ચંદ્ર ગુરુ ને શુક્ર આવ્યા ત્યારે, પૂર્વ દિશા ચંદ્રને જન્મ આપે તેમ અચિરા રાણીએ મૃગલાંછન વાળા ૧૬ મા જિનને જન્મ આપ્યો. ૮૪ થી ૮૫

૮૬ જે ભગવાનનું શરીર અભ્યંતર દોષ રહિત હતું ને બાહ્યપણે ઓર વિગેરેથી નહિ વિંટાયેલા વિશુદ્ધ શરીરવાળા હતા.

૮૭ ત્યાં જિનેશ્વરના જન્મ સમયે નરકે પણ મહા આનંદની–પ્રાપ્તિ તેમ ત્રણે લોકમાં અજુઆળું થયું. જાણે પૃથ્વી તેજમય ના બની હોય ?

૮૮ દશે દિશાઓમાં અનિર્વચનીય પ્રકાશ થયો. તેમાં જિનેશ્વરના જન્મ કલ્યાણક સિવાય બીજું કોઈ કારણ નથી. એમ પંડિતોએ કહ્યું.

૮૯ ત્યારે પુણ્ય કર્મથી પ્રેરાયેલો દુંદુભિ પોતાની મેળે આકાશમાં વાગે છે પોતાને કામ સ્વરૂપ માનતો. અનુકુલ પવન તે સમયે વાવા લાગ્યો.

૯૦ પોતાના આસન કંપવાથી અવધિ જ્ઞાનથી સોળમા શાંતિ જિનનો જન્મ થયો જાણી આ પૃથ્વી તલ ઉપર ભોગવતીપ્રમુખ આઠ દિકકુમારીઓ ભયરહિત જિન તથા જિનની માતાને નમી હે વિભુ. અમે જન્મોત્સવ કરવા અહિં આવ્યા છીએ–એ પ્રમાણે બોલી

૯૧ ભગવાનનો જન્મ થતાં મનુષ્યો દુર્જનો સારા થશે એમ માની વાયુદેવ પાસે જોજન પર્યંત ભૂમિ શુદ્ધ કરાવીને ઉજ્વળ ગુણ ગાતિ ઉભી રહી.

૯૨ મેઘંકરાદિ આઠ ઊર્ધ્વલોકથી આવેલી દિકકુમોરીઓ. જિન તથા જિનમાતાને નમી પોતાના આવવાનું કારણ જણાવી પાપથી મલીન પૃથ્વીને પવિત્ર કરવા માટે કલશમાં રહેલા સુગંધિ જલો વડે છાંટણા છાંટયાં પછી

૯૩ હર્ષપૂર્વક પુષ્પોની વૃષ્ટી કરી એક બાજુ ઉભી રહી–તે ત્યારે પૂર્વમાં રહેલા લઘુ રુચક પર્વતથી નંદાદિ આઠ દિકકુમારીઓ આવીને પ્રભુ સહિતમાતાને નમી દર્પણ દેખાડતી પૂર્વ દિશામાં ઉભી રહી.

૯૪. પછી દક્ષિણ રુચક પર્વતથી હર્ષિત થયેલી આઠ દિકકુમારિકા આવી નમી હાથમાં જલ કલશ લઇ દક્ષિણ દિશામાં ઉભી રહિ.

૯૫. રૂચક પર્વતના પશ્ચિમ ભાગથી ઇલાદેવી વિગેરે આઠદિકકન્યા આવી નમી પ્રશસ્ત મનવાલી હાથમા વિંજણા વિંજતી ત્યાં આવી અને માતાને તથા જિનને નમસ્કાર કરી પશ્ચિમ દિશામાં ઉભી રહી.

૯૬. ઉત્તર દિશામાંથી રૂચકની અલંબુ આદિ આઠદિકકન્યા હાથમાં ચામર લઇને વીંજતી આવી બધી જિનને તથા જનનીને નમસ્કાર કરી ભગવાનના ગુણ ગાતી ઉત્તર દિશામાં ઉભી રહી

૯૭. રૂચક પર્વતના ચાર વિદિશામાંથી ઇલાસુખ વિગેરે ચાર દિકકુમારી આવીને તીર્થંકર પ્રકાશક છે એમ બોલી હાથમાં દીપ ધારણ કરી જિનને તથા જિનમાતાને નમી ગુણગાતી વિદિશામાં ઉભી રહિ.

૯૮. મધ્યમ રૂચક પર્વતથી રૂપાદિ ચાર દિકકુમારી આવીને નમીને ચાર આંગળ બાકી રાખી ઉદરની નાળ કાપીનેભૂમિમાંસ્થાપન કરી તેની ઉપર રત્ન રાશી પૂરી દુર્વા ઘાસની પીઠિકા રચી જિન તથા માતાને નમી એક બાજુ ઉભી રહિ

૯૯. પૂર્વ ઉત્તરને દક્ષિણ એમ ત્રણે દિશામાં સિંહાસન યુક્ત કેળ ઘર બનાવ્યા અને દક્ષિણ દિશામાં બેસાડીને માતાને તથા જીનને ઉદ્વર્તનને તેલનું મર્દન કર્યું

૧૦૦. પૂર્વ દિશામાં તે દિકકુમારીઓએ કેળના ઘરમાં સિંહાસન પર બેસાડી જિનને તથા જિન માતાને સ્નાન કરાવ્યું ચંદન વિગેરેનું વિલેપન કર્યું ને દિવ્યવસ્ત્ર પહેરાવ્યાં કારણ કે આવા સમયે ક્રમ છોડવો જોઈએ નહિ.

૧૦૧. ઉત્તર દિશાના ચતુશાલમાં લઈ જઇને ઉત્તર અરણીક અધર અરણીક કાષ્ઠથ્રી અગ્નિ ઉત્પન્ન કરી પર્વતથી બાવના ચંદન લાવી ભસ્મ કરી જિનને તથા માતાને રક્ષા પોટલી બાંધી.

૧૦૨. દિક્કુમારીએ જિન અને જિનની માતાના હસ્તકમળમાં રક્ષા પોટલી બાંધી કારણ કે સકલ લોકનું રક્ષણ કરનાર જિનની રક્ષા કરનારી તો નથી પણ તેવો લોકવ્યવહાર છે.

૧૦૩. હે ભગવંત પર્વતની જેવા આયુષવાળા થાવ, એમ બોલી, દિક્કુમારી પ્રભુના બેકાનમાં બે પત્થરના ગોળા અફાળવા લાગી.

૧૦૪. દિક્કુમારી હર્ષયુક્ત માતા સાથે જિનને સૂતિકા ઘરમાં લઈ જઈ એકપલ્યંક ઉપર સ્થાપન કરી માતા યુક્ત જિનનુ ગુણગાન કરવા લાગી.

૧૦૫ ત્યારબાદ ઘંટા વાગવાથી આસન કંપવાથી ભગવાનનો જન્મ અવધિજ્ઞાનથી જાણી સૌધર્મ ઇંદ્ર નાટક જોવુ' છોડી સિહાસનથી ઉઠી સાત આઠ પગલાં ચાલી પ્રભુજીની સ્તુતિ કરવા લાગ્યો.

૧૦૬. પાલક વિમાન પર ચઢીને ૩૨લાખ વિમાન સહિત અનેક પર્વતો-સમુદ્રો ઉલ્લંઘન કરતો ઈન્દ્ર ભગવાનના જન્મસ્થળે આવ્યો.

૧૦૭. પ્રદક્ષિણા કરી જિનને તથા જનનીને નમી ભગવાનની પ્રતિકૃતિ (બિંબ) બનાવી.

૧૦૮. બિબ સાથે રહેલી જિનજનનીને અવસ્વાપીની નિદ્રા આપીને પોતાની શક્તિ પ્રમાણે સર્વે લોક જિનનું પૂજન કરે એમ પોતાના ચિત્તમાં વિચારી ઇન્દ્રે પોતાની શક્તિથી પાંચ રૂપ કર્યાં. ૧૦૭ થી ૧૦૮

૧૦૯. શક્રેન્દ્રે પાંચ રૂપ બનાવી એક રૂપે પ્રભુજીને લીધા, બીજા રૂપે છત્ર ધારણ કર્યુ અને બે રૂપે ચામર વીંજવા લાગ્યો. ૫મા રૂપે છડી લઇને સુમેરૂ પર્વત ઉપર પાંડુકંબલ-શીલા ઉપર ભગવાનને લઈને ગયો.

૧૧૦. ગૌરવશાલી સૌધર્મ ઇન્દ્ર પોતાના ખોળામાં જિનેશ્વરને લઈને હર્ષિત થઈ પૂર્વ દિશા સન્મુખ બેઠો.

૧૧૧. બીજા દેવલોકનો ઈશાન ઈન્દ્ર ત્રિશુલ ધારણ કરીને ૨૮ લાખ વિમાન સહિત આવ્યો.

૧૧૨ સુમન વિમાનમાં બેસી સનત કુમાર ઈન્દ્ર ૧૨ લાખ વિમાન સહિત આવ્યો. ૧૧૧ થી ૧૧૨.

૧૧૩ શ્રીવત્સનામના વિમાન ઉપર બેસી આઠ લાખ વિમાન સહિત ચોથાદેવ લોકનો ઈંદ્ર આવ્યો નંદ્યા વર્ત વિમાન ઊપર બેસી ૫મો બ્રહ્માધિપ ઈન્દ્ર ચાર લાખવિ માન સહિત આવ્યો.

૧૧૪. અર્ધોલાખ વિમાન લઇ છઠ્ઠા દેવલોકનો સ્વામી લાંતકેન્દ્ર કામગવ વિમાન ઉપર બેસીને આવ્યો. સાતમા દેવલોકનો ઈન્દ્ર ચાલીશ હજાર વિમાન સહિત પ્રીતિગમ વિમાન ઉપર બેસીને આવ્યો,

૧૧૫ આઠમા દેવલોકનો સહસ્રાર ઇંદ્ર છ હજાર વિમાન લઈને મનોરમ વિમાન ઉપર ચઢીને સુમેરૂ પર્વત ઉપર આવ્યો.

૧૧૬ આનત કલ્પને પ્રાણત કલ્પનો ઇંદ્ર ચારસો વિમાન સહિત વિમલ નામના વિમાનમાં બેસી વેગથી સુમેરુ પર્વત ઉપર આવ્યો.

૧૧૭ આરણને અચ્યુત દેવલોકનો ઇંદ્ર ૩૦૦ વિમાન સહિત સર્વતોભદ્રા વિમાન ઉપર ચઢીને સુમેરૂ પર્વત ઉપર આનંદથી આવ્યો.

૧૧૮ બીજા પણ ભુવનપતિના વીશ ઇંદ્રો ઉત્કૃષ્ટ ઋદ્ધિપૂર્વક આવ્યા, બત્રીસ વ્યંન્તરેન્દ્રો ત્યાં આવ્યા અને જ્યોતિષ દેવલોકના અધિપ સૂર્ય ચંદ્ર બન્ને આવ્યા.

૧૧૯ હવે અચ્યુતેન્દ્રની આજ્ઞાથી તેનો હુકમ બજાવનારા દેવોએ આઠેય પ્રકારના એક હજાર ને આઠકલશો વિકુર્વ્યાં.

૧૨૦ ક્ષીર સમુદ્ર પુષ્કર સમુદ્ર તથા પદ્મસરોવર. ભરત ઐરાવતના તીર્થોનાં-કમલો પાણી માટી ને સરસવ ધાન્ય, લઘુ હિમવંત પર્વતથી ઓષધિઓ મેળવી અને સુમેરૂ પર્વત થી પુષ્પો લાવી સ્નાત્ર મહોત્સવ કરવા દેવો આવ્યા

૧૨૧ ૧૨ મા દેવલોકના ઇંદ્રે દેવો સહિત. બળતા કૃષ્ણાગરુધૂપથી ધૂપાવીને પ્રથમ કુસુમાંજલી પ્રભુ આગળ મૂકી.

૧૨૨ વિકસ્વર કમલ કોશથી યુક્ત દિવ્ય વસ્ત્રોથી શોભતા દેવતાઓએ હસ્તકમળમાં પુષ્પોથી વીટલાયેલા કલશો ધારણ કરી સર્વ દિશાઓમાં દેવ દેવીઓથી ત્રણ પ્રકારના વાજીંત્રો વાગતા. કિન્નર દેવો ગાયન ગાતા છતાં.

૧૨૩ તીર્થંકરના ગુણો સ્વર્ગવાસી દેવો ઊંચેથી બોલતા છતાં. વૈતાલિક પાઠ ભણતા છતાં-હે તિર્થાધિશ ! જય પામો જય થાવ, એમ બોલી શારદ ચંદ્રની જ્યોત્સાને શોભાવનાર અચ્યુતેન્દ્રે જિનેશ્વરનો સ્નાત્ર મહોત્સવ કર્યો. ૧૨૨ થી ૧૨૩

૧૨૪. પ્રભુના મસ્તક ઉપર જલ પડતા પુષ્પના ગુચ્છાઓ જેવું દેખાયું મુખ આગળ આવતાં કર્પુરના પુર જેવુંને કંઠે આવતાં હાર જેવું લાગ્યુંને છાતિ ઉપર આવતા, બાવના ચંદનના લેપ જેવું દેખાયું, શરીર ઉપર પડતું જલ યશના સમૂહની જેવું શોભતું જયશ્રી ના કટાક્ષ જેવું શોભવા લાગ્યુ.

૧૨૫. સ્વર્ગવાસી ઇંદ્રના ખોળામાં રહેલા પ્રભુ આગળપરસ્પર શુદ્ધ વસ્રોથી શોભતા અનુક્રમે ૬૩ ઇન્દ્રોએ અભિષેક કર્યો ને પોતાના આત્માને વિશુદ્ધ બનાવ્યો.

૧૨૬ સુગંધી વસ્રોથી શરીર લુંછી. ગોશીર્ષ દેવનાઈ ચંદનનો વિલેપન કર્યુંને જિનને પુષ્પોથી શોભાવી દેવ ભવનુ અદ્ભુત ફલ તે ક્ષણે મેળવ્યું.

૧૨૭ દેવેન્દ્રો જિન સ્નાત્ર મહોત્સવ વિસ્તાર પૂર્વક કરી ત્રણ જગતના નાયક બાલ્ય અવસ્થામાં રહેલા. પ્રભુ આગળ કાવ્ય બોલી સ્તુતિ કરવા લાગ્યા.

૧૨૮ સુધર્મ ઇંદ્રની જેમ ઇશાનેંદ્ર પાંચ રૂપ કરી. એક રૂપે કરી પ્રભુ જીને ખોળામાં બેસાડી બીજા રૂપે છત્ર ધારણ કર્યું બે રૂપે ચામર ધારણ કર્યાં અને પાંચમા રૂપે છડી પોકારતો શોભાનુ મૂલ કારણ બન્યો.

૧૨૯. પુણ્ય દલની રચના વડે નિરંતર જોવાલાયક સ્ફટિક રત્ન જેવા ચાર વૃષભના રૂપ લીધાં, ચક્ષુને ભ્રમાત્મક જ્ઞાન કરનાર મેરુની છાયા પડવાથી સુવર્ણમય વૃષભો જોયા,

૧૩૦ ઇંદ્રે તે વૃષભના આઠ શ્રૃંગમાંથી જરતા અમૃત જેવાં જલ વડે સ્નાત્ર મહોત્સવ કર્યો. પ્રભુના મસ્તક પર પડતા આઠે દિશાઓના સ્વામીએ ભેટમાં આપેલા યશ જેવો પ્રતાપ થયો.

૧૩૧ પ્રભુનું સ્નાત્રજલ ઇંદ્રોએ પોતાના મસ્તક ઉપર રેડયું. કોઇએ ચક્ષુ ઉપર લગાવ્યું, કોઇએ સ્નાત્રજલ ચંદનની જેમ લલાટે લગાડયું અને હજારો કલેશ નષ્ટ થવાથી આજે પોતાનો જન્મ સફલ થયો એમ માન્યુ.

૧૩૨ સૌધર્મ ઇંદ્ર પ્રભુનું શરીર ગંધ કષાય વસ્ત્રથી લુંછી મલયાચલના ચંદનોથી વિલેપન કરી મર્યાદાવાળી અષ્ટ પ્રકારની પૂજા કરી, આશ્ચર્ય તો એ છે કે આવા કાર્યોમાં ઇન્દ્રની વૃત્તિ સ્ખલના પામે ન પામે ખરી!

૧૩૩ સુગંધી ચૂર્ણો, કૃષ્ણાગુરૂ ધૂપનું ઉવેખ, અખંડ ચોખા, નાનાવિધ પુષ્પો, તેલની રૂદ્ધિવાળા દીવાઓ, જુદા જુદા ફલો અને નૈવેદ્યો વડે અષ્ટ પ્રકારી પૂજા રચી.

૧૩૪ ત્યાર પછી ઇંદ્રે સુંદર રત્ન પટ્ટક ઉપર ચોખાથી અષ્ટ મંગળ આલેખ્યાં દુષ્ટ આઠ કર્મોને ભેદવા માટે પ્રસિદ્ધ આઠ લબ્ધિ મેળવવા માટે અષ્ટ પ્રકારી પૂજા કરી

૧૩૫. આઠ મંગળનાં નામ :– પ્રથમ આદર્શ. ૨. પંડિતોને કલ્યાણકારી ભદ્રાસન. ૩. અર્થસંગત વર્ધમાન, ૪. ઉદય પામેલો લક્ષ્મી ભરેલો કુંભ, ૫. પ્રસન્નમત્સ્યયુગ્મ ૬. અજ્ઞાનનાશક શ્રીવત્સક, ૭ નંદાવર્ત, ૮ સાથીયો એમ જ્ઞાનનિધિ જેવા મુનિઓએ અષ્ટમંગલ કહેલાં છે.

૧૩૬ પછી કાઈક દૂર ખસી ભાવપૂર્વક ઉંચી શીખાવાળી આરતિ ઉતારી. ને પ્રભુની આગળ શુભ માંગલિક દીવો હર્ષિત બની ઉતાર્યો.

૧૩૭ અનંત ભક્તિવાળા ઇંદ્રે દેવો સહિત–ત્રણ જ્ઞાનવાળા પ્રભુને નમસ્કાર કરી તેમની સન્મુખ રહી સ્તુતિ કરી.

૧૩૮ હે જિનેશ્વર મોક્ષ મેળવવા કપટભાવને છોડીને તારાં દરેક પદો સ્તુતિ કરવા યોગ્ય છે આમ સેવાતા આ પ્રભુ સેવકને ઇચ્છિત આપે છે.

૧૩૯ હે વિભુ બીજા કોઈ પણ ભવમા તમારા જેવું અનુપમ રૂપ મે કયાંય જોયું નહિ હોય અન્યથા મારો સંસાર હોય કયાંથી?

૧૪૦ હે જિન દાવાનલનો સમૂહ મેઘના વર્ષાવાથી જેમ બુજાઈ જાય તેમ હે પ્રભો સેંકડો ભવનો ઉપાર્જન થયેલો પાપ સમૂહ તમને જોવાથી નષ્ટ થાય છે.

૧૪૧. હે જિન, ચંદ્રમાની કાંતિ સરખા સંભળાયેલા અને સકલ લોકમાં ખૂબ ફેલાવો પામેલા તમારા ગુણો સાથે સરખામણી નહિ થવાથી હે પ્રભુ કણાદનો સિદ્ધાન્ત શું નથી હણાઈ ગયો! હણાઈજ ગયો છે.

૧૪૨. શુભકર્મ રૂપ સુવર્ણ રસ વડે અથવા વિકસ્વર ચંપાના ફૂલના રસ વડે તમારૂ શરીર નીશ્ચે બનાવ્યું હોય એમ ચોક્કસ લાગે છે તેથી જ નિર્મલ પીળો વર્ણ અને સુગંધ છે.

૧૪૩. હે પ્રભુ આપના વિના અનુત્તર વિમાનમાં પણ સુખ મળતું નથી ઘરનો દીવો બહાર જાય તો અત્યંત અંધકાર શું નથી થતો?

૧૪૪. હે પ્રભુ મારા હૃદયમાં વાસ કરો. જેથી શત્રુઓ મારો પરાભવ ન કરી શકે. કારણ કે આપના પરાક્રમ વડે કુંઠિત થયેલી શક્તિવાળા અંતરંગ શત્રુઓ મને પીડા ન આપે.

૧૪૫. હે ત્રણ ભુવનનાથ, કોઇ પણ કોઇની સેવા કરે તો અવશ્ય તેના ફળને જરૂર મેળવે છે, તો હે નાથ તારો સેવક હું મોક્ષ સુખને ક્યારે મેળવીશ.

૧૪૬. સકલ નાસ્તિક પક્ષનો નાશ થવાથી તારુ શ્રેષ્ઠ દર્શન જાણીને પ્રત્યક્ષ તમારા પ્રવચનથી સ્થિર બુદ્ધિવાળો હું દેવોની ક્રિયાને સફલ માનું છું

૧૪૭. હે જિનેશ્વર પુણ્યની ઇચ્છાથી તારૂ સેવન કરતા પુનર્જન્મ મળે, કિંતુ મને સંપૂર્ણ કર્મ નાશ થવાથી મોક્ષ કેમ ના થાય?

૧૪૮ એમ તે સૌધર્મેન્દ્ર દેવરાજ જિનેશ્વરની સ્તુતિ પ્રશંસા કરી ઈશાનેન્દ્રના ખોળામાંથી જિનને હાથમાં લઈ પચરૂપ કરી જન્મસ્થાનમાં લઇ ગયો.

૧૪૯. અવસ્પાપિની નિદ્રા તથા પ્રતિબિંબનું સંહરણ કરી શક્રેન્દ્ર માતાની પાસે પ્રભુને મુકી ઓશીકે બે કુંડલ તથા દિવ્યવસ્ત્ર મુકી, ઉંચે ચંદરવામાં મણીઓના બનાવેલ ઝુમખાને સન્મુખ સ્થાપન કર્યું જેથી બાલક આનંદિત રહે છે. ને વળી દૃષ્ટિ દોષ પણ લાગે નહિ.

૧૫૦. જિનેશ્વરો સ્તનપાન કરતા નથી એ વાતને જાણતો ઈંદ્ર પ્રભુના અતિનિર્મલ અંગુઠામાં આત્મભક્તિને દેવ શક્તિએ અમૃત સંચાર કર્યો.

૧૫૧ ઇંદ્રના હુકમથી વિશાલ બુદ્ધિમાન કુબેરે શ્રી વિશ્વસેન રાજાના મહેલમા ૩૨ કરોડ સોનૈયા રૂપૈયા ને રત્નોની વૃષ્ટિ કરી તથા ભદ્રાસનો નંદાસનો ને વસ્ત્રો લાવીને સ્થાપન કર્યા.

૧૫૨ ઈંદ્રે તથા દેવોએ ઉચ્ચસ્વરથી ઘોષણા કરી જિનમાતા ને જિનેશ્વરનું જે ખરાબ ઇચ્છશે તેના મસ્તકના અર્જક મંજરી નામના વૃક્ષ ફૂલની જેમ સાત ટુકડા થઈ જશે.

૧૫૩ ઇંદ્રે ધાત્રી કર્મ કુશલ અને સ્નાનમર્દન પાલન વિગેરેમાં પણ કુશલ એવી પાંચ પાંચ અપસરાઓને મુકીને ઇદ્ર નંદીશ્વર દ્વીપે ગયો. અને ત્યા સર્વે દેવો પૂતમથી આઠ દિવસ સુધી વિધિપૂર્વક મહોત્સવ કરી પોત પોતાના દેવલોકમા ગયા.

૧૫૪ પ્રભાથી ખીલી રહેલા પ્રાત કાલમાં જાગીને અચિરા દેવીએ સુવાવડ ઘરમાં રહેલા અને તેજસ્વી રત્નના દીવાઓને ઝાખા કરી દેતા તેજસ્વી પુત્રને જોયો

૧૫૫. અંતપુરમાં રહેનારી કંચુકીઓની પાસેથી પુત્ર જન્મ થયાનું વધામણું સાંભળી આનંદમા આવેલા વિશ્વસેન રાજાએ યોગ્યનો વિચાર રાખ્યા શિવાય અનુપમ દાન આપ્યું.

૧૫૬. નગર જનોએ પ્રભાવશાલી રાજાને પુત્ર થયો એમ જાણી આદેશ વિના મંચો તોરણો વિગેરે બાંધિ ઓચ્છવ કર્યો.

૧૫૭. જિન જન્મોત્સવના આનંદમાં પરિતુષ્ટ થયેલું હસ્તિનાપુરનગર પોતાની ફરકતી ધ્વજા વડે અમરાવતીનગરીને જાણે તિરસ્કારવા લાગ્યું.

૧૫૮. નગરની બધી સ્ત્રીઓએ ઘરમાં આનંદ મનાવતી મોતીના સ્વસ્તિક ઘરે ઘરે પૂર્યાં પુણ્ય મેળવવા ભવ્ય જીવોનો જાણે બીજ રૂપે ઉગ્યો ન હોય તેવા આશીષો બોલવા લાગ્યો.

૧૫૯ હે નાથ તમે બધા ગુણીના ને સંપત્તિઓના ભંડાર છો એમ બોલતી નગર નારીઓ ચોખાથી ભરેલા થાળ લઈને આવી.

૧૬૦ હે વિભુ માતૃકાથી દ્વાદશાંગીના તમે ઉપદેશક છો એમ બોલતા પંડિતે વિદ્યાર્થીઓને જિન અને જિનજનનીને દેખાડયાં.

૧૬૧ બન્ને પ્રભાકર તો છે છતાં તે બન્નેમાં વધારે શ્રેષ્ઠ કોણ છે તે જોવા માટે ત્રીજા દિવસે પિતાએ પુત્રને સૂર્યોદયનું દર્શન કરાવ્યું

૧૬૨ તેજ દિવસે સાયંકાલે ચંદ્રનું દર્શન કરાવ્યું કારણ કે આ તીર્થંકરના દર્શનથી ચંદ્રનું કલંક જેવું દૂષણ નાસી જાય,

૧૬૩ તે વિશ્વસેન રાજા સુવર્ણ વસ્ત્ર આપીને બધાને સંતુષ્ટ બનાવીને છઠ્ઠી રાત્રે જાગરણ કર્યું જેના ઘરે જગમ કલ્પવૃક્ષ સરખો તીર્થંકરનો જન્મ થયો છે તેથી અધિકમાં અધિક દાન આપે તેમાં શું આશ્ચર્ય ?

૧૬૪ ગર્ભમાં જ્યારે પ્રભુ હતા ત્યારે સંપૂર્ણ ઉપદ્રવ નાશ થયા તે કારણે ૧૨ મો દિવસ થતાં નગરનારીઓ અને બધા મહાજનોની સાથે-રહીને તે પુત્રને શાંતિનાથ નામ પાડયું

૧૬૫ ઈંદ્ર વડે સ્થાપન કરાયેલા અમૃતવાલા અંગુઠાનું પાન કરતા અનેક ધાવ માતા. વડે પાલન કરાતા અનુક્રમે વધવા લાગ્યા

૧૬૬ ચંદ્રમાની જેમ નિર્મળ ગુણો વડે વધવા છતાં પણ બાલક્રીડા કરતો તે એવો શોભવા લાગ્યો. કે જાણે કાલનું સ્વરૂપ બતાવનારની ક્રીડા કેમ પ્રિય ના લાગે!

૧૬૭ મણી રત્નના જડેલા પારણામાં શાંતિકુમાર દર્પણની જેમ ઉર્ધ્વ મુખે સુવે છે ઉર્ધ્વમુખ સુનાર નિંરતર બલને પ્રાપ્ત કરે છે, તે જિનને જોવાની ઈચ્છાવાળા પૂણ્યશાલીઓની દુર્ગતિ હું દુર કરૂં છુ એમ જણાવે છે.

૧૬૮. સૂર્ય રાહુથી ઢરતો છતાં કિરણો ફેલાવે છે પરંતુ ભયરહિતઅને બદ્ધ મુષ્ઠિવાળા પ્રભુ ત્રણ જગતને અભયદાન આપે છે.

૧૬૯ માતાપિતાના પરિવારના હૃદય ઉપર ક્યારેક મુખ ઉપર ક્યારેક મસ્તક ઉપર બીરાજતા ને આભૂષણોથી શોભતા ભગવાન આ જન્મમાં મોક્ષ સુખને આપે છે.

૧૭૦. કોઈ વખતે પ્રભુને બોલાવતા છતાં અજાણની જેમ ઉત્તર આપતા નથી ક્યારેક પ્રૌઢ પંડિતની જેમ સભાને રંજન કરનારી વાણી બોલે છે.

૧૭૧. પ્રભુનાં ચરણના સ્પર્શથી આ પૃથ્વીએ રત્નગર્ભા નામ નિરર્થક ન ધારણ કર્યું પરંતુ તે ત્રણ જગતની સૌભાગવતી સ્ત્રીઓના ગર્વને હરણ કરનારી બની.

૧૭૨. સુંદર પ્રભુની કેશાવલી જોઈને લોકો હર્ષિત થયા, હંસને કાગમાં હૃદયથી સમદૃષ્ટિ વાળા પ્રભુ પૂજ્ય બન્યા,

૧૭૩. જયારે ભગવાન ક્રીડાને ઈચ્છતા હતા, ત્યારે ઇન્દ્રની આજ્ઞાથી રમતનાં સાધનો દેવો પ્રભુને આપતા હતા. અને પ્રભુની સાથે ક્રીડા કરતા હતા,

૧૭૪. મેરુ સરખા ઉંચા મહિમાવાળા દેવોના સમુહ સાથે ક્રીડા કરતા માતાપિતાને દરેક ક્ષણે આનંદ ઉપજાવતા અનુક્રમે શાન્તિનાથ ભગવાન ચાલીશ ધનુપ પ્રમાણે ઉંચી કાયાવાળા થયા,

૧૭૫. અપાર સિંદૂર અને સુગંધિથી ભરપૂર એવા પોતાના મસ્તક ઉપર ત્રણ જગતની લક્ષ્મીના મસ્તક ઉપર ભગવાનના ચરણ કમળ થાપન કર્યા તેથી સ્વામિના પાદતલ લાલવર્ણવાળા બન્યા.

૧૭૬ નમસ્કાર કરતા દેવોના મસ્તકે રહેલા મણીના સ્પર્શથી પ્રભુના બેચરણના દશ નખો દશે દિશારૂપી દર્પણની શોભાને આપે છે

૧૭૭. શાંતિનાથ ભગવાનના ચરણની દશ અંગુલીઓ કોમળ કમલદંડની જેમ શોભતી હતી દેવલોકના દશ ઈન્દ્રો એકી સાથે નમી શકે તેથી જ જાણે ધારણ કરી ના હોય આવું સન્માન પામવા છતાં પ્રભુ સમતાધારી હતા તેથી મોટાંઓ સર્વ ઠેકાણે સમવૃત્તિ ધારણ કરે છે એમ હું માનું છુ.

૧૭૮. સંસાર સમુદ્રમાં પ્રમાદથી ડુબતા સાધુ અને શ્રાવકોને જિનેશ્વરના બે ચરણ કમલ નિરંતર આલંબનભૂત છે

૧૭૯. ગુપ્ત રહેલી પ્રભુના પગની ચાર ઘુંટીઓ ચાર પ્રકારની સમુદાયપરંપરાને પ્રકાશમાં લાવશે. એમ જણાવતી હતી.

૧૮૦ સ્ત્રી લિંગના પ્રયોગમા વપરાતિ ગોળાકારમાં સુંદર પ્રભુની બે જંઘા રાજાઓને સેવવા યોગ્ય બની.

૧૮૧. ભગવાન ભોજન કર્યા પછી અમારો સ્પર્શ કરશે નહિતર કરશે નહિ એમ માની ગુપ્ત સમાધિ ભાવમાં રહેલા જિનના ઢીંચણો શોભવા લાગ્યા.

૧૮૨ સંસાર સમુદ્રથી સ્વાભાવિક ઉદ્ધાર કરવામાં સમર્થ પ્રભુના સાથલોની સાથે કેળના સ્તંભો સરખામણી કરી શકતા નથી કારણકે જડ તથા શીતલ, અને નિસ્સાર તથા પરિમિત ફલને આપનાર છે તેનાથી જ્યારે ભગવાનના સાથલો તો ઉત્કૃષ્ટ ગુણવાળા છે.

૧૮૩. પ્રભુની કેડ બીજો કોઈ મારી જેમ સહચારિણી સ્ત્રી ન થઈ શકે તેવો અભિમાન રાખતી વિસ્તારપણાને પામી

૧૮૪. ગુણના સ્થાન રૂપ કાયાના પૂર્વ ભાગની સ્તુતિ કર્યા વિના નીચેના અવયવોની સ્તુતિ કરી આમ ઉચિતપણાનો ત્યાગ કરવાથીજ જાણે મધ્યમ ભાગની કેડ પાતળી બની.

૧૮૫. પ્રભુની નાભિ કુવાની જેવી ઊંડી હોવાથી દેવાંગનાઓએ લાવણ્ય રસનું પાન કર્યું નહિ, તે પાન નહિ કરવાથી અદભુત તૃષ્ણાને પામી

૧૮૬. પ્રભુના શરીર પર આ રોમરાજી નથી પણ જ્ઞાનના અંકુર છે. કષાયાદિ દોષવાળું માતાનું મન સાથે મળવાથી શ્યામ વર્ણવાળી થયેલી રોમરાજી શોભે છે.

૧૮૭. પ્રભુના બે વિશાલા વક્ષસ્થલમાં જ્ઞાન લક્ષ્મીનું સનાતન સ્થાન રહેલું છે. એમ હું અનુમાન કરું છું.

૧૮૮ જિનેશ્વરના ઊંચા હૃદય-રૂપી દ્રહોમા દયારૂપી જલથી વ્યાપ્ત, વિવેકરુપી હંસોથી યુક્ત હસ્ત ચક્ષુને મુખરૂપી કમલો શોભતાં હતા

૧૮૯ મહા અભિમાની કામને જીતી જેણે સ્વરૂપ લક્ષ્મીથી હાથમાં કર્યો છે તે જ મત્સ્યને જ જાણે સામુદ્રિક શાસ્રના જાણનાર સર્વ પંડિતોએ હાથમાં જોયો

૧૯૦ જિનેશ્વર ભગવંતે બે ભુજાઓ વડે નીશ્ચે તે કમલ દંડને જીતી લીધો છે નહિતર લજ્જાના ભારથી નિરંતર જલાશયની અંદર છુપાઈને કેમ રહે ?

૧૯૧ સુધા સાગર જેવું મુખ અમૃત જેવી વાણી મોતીની જેવી દંત પંક્તિ બિબ-ફલ જેવા બેરાતા હોઠ પ્રવાલ કિસલય જેવા દાઢી મુછોના વાળ, તાલવનની જેમ ઉંચાખભા. હાથીની સરલ સૂંઢ જેવું ઉચું નાક. ઉજ્વળ નેત્રો. અને સમુદ્રપિંડના ફીણ જેવું પ્રભુતું હાસ્ય રેલાતુ હતું.

૧૯૨ શાંતિ જિનેશ્વરના મુખ રૂપી ચંદ્રનો દેશમાં ઉદય થતાં તે રાજા છે એમ જણાયું નહિ તો કપોલ રૂપી બેચંદ્રી આનું સેવન કેમ કરે ?

૧૯૩ બ્રહ્માએ જિન રૂપી ચક્રીના લલાટ પટમાં અર્ધ ચંદ્ર વડે રચના કરી કોઇ સમયે પૂર્ણિમાનો ચંદ્રમા આને દેખે નહિ

૧૯૪ હે પ્રભુ ! આજ્ઞા માત્રથી વશીભૂત જગત હોવાથી પુરૂષોતમ છો વક્ષઃસ્થલમાં શ્રી વત્સ છે અને જિન મસ્તક ઉપર ઉષ્ણીષાતે મોટાઈનું પ્રસિદ્ધ બીજક છે.

૧૯૫ ચક્રી જિનના અનુપમ કેશપાશને જોઈ ચમરી ગાયો હિમાલયમાં જઈ લજ્જાથી વાસ કરવા લાગી. સ્ત્રી જાતિમાં આ વ્યવહાર યોગ્ય છે. કારણ કે માનવાળી સ્ત્રી માન ભંગ થતાં દૂર ચાલી જાય છે.

૧૯૬ વડવાનલથી પરાભવ ન પામતા પ્રતાપ રાશિને ધારણ કરતુ ભગવાનનું શરીર પરસેવાના બિંદુથી રહિત શોભે છે. તેને કોની ઉપમા આપવી (ઉપમા આપવા યોગ્ય જગતમાં કોઇ વસ્તુ નથી)

૧૯૭ જિનનું શરીર સોનું કેતકી કોમલ પલાશ આદિ શુભ કર્મોથી બનેલું છે. નહિ તો સુગંધ પીલોવર્ણ કોમલતા ક્યાંથી હોય !

૧૯૮. હૃદયમાં રહેલા નિર્મલજ્ઞાન સમૂહના કારણે માંસને લોહિ પણ ઉજ્વલતાને ધારણ કરે છે અને જિનભગવંતના કંઠ રૂપી કમલની સુંગધ વાસનાથી શ્વાસોશ્વાસ પણ અત્યંત સુગંધવાળો હોય છે

૧૯૯. અધિક આહાર સેવવાથી અજીર્ણ રોગ વિગેરે થાય છે. તે આહાર તો જિન કરતા દેખાતો નથી ચર્મ ચક્ષુથી જેનો નીહાર પણ દેખાય નહિ તો રોગ ક્યાંથી દેખાય, કારણકે પુણ્યશાલીના આવા સર્વચરિત્રો આશ્ચર્યકારી છે

૨૦૦ ત્રણે જગતની સ્ત્રીઓના નેત્ર રૂપી ભ્રમર કુલને કમલ જેવા પ્રભુના અગણ્ય લાવણ્યના ભંડાર સરખુ પ્રભુતુ રૂપ અનુપમ હોય છે.

૨૦૧ પિતાના આગ્રહથી પ્રભુએ રાજ કન્યાઓમાં પ્રસિદ્ધ પામેલી યશોમતી સાથે મહાનમહોત્સવ પૂર્વક લગ્ન કર્યાં

૨૦૨ લગ્નબાદ ૨૫ હજાર વર્ષ ગયા બાદ રાજા વિશ્વસેને પ્રતાપથી દિશાઓ ને શોભવતા પ્રભુને રાજ્યની ગાદિપર સ્થાપન કર્યા.

૨૦૩ ઉત્તમ અંગવાળા હે પ્રભુ ! તમારા ચરણ કમલને વંદન કરવાથી મારૂ મસ્તક ઉત્તમાંગ બની જાય એમ વિચારી તે રાજાએ પોતાનું મસ્તક નમાવ્યું.

૨૦૪ ત્યારપછી શ્રેષ્ઠ એવાતે વિશ્વસેન રાજાએ આત્મહિત આદર્યું કારણકે તેવા પુરુષો પરલોક સાધવામાં ક્યારેય પણ પ્રમાદ કરતા નથી.

૨૦૫ પૃથ્વી ઉપર શત્રુઓને કાબુમાં રાખતા પ્રભુનું રાજ્ય શરૂ થતાં કેવલ રોમાંચ એજ કંટક સ્વરૂપ થયા, કારણ મનુષ્યોને સારાં કાર્યોમાં લીનપણુ હોય છે અને ભયંકર રૂપ તરીકે શિવની જ પ્રસિદ્ધિ હતી.

૨૦૬ સર્વાર્થ નામે મહાવિમાનથી દ્દઢરથનો જીવ ચક્રસ્વપ્નથી સૂચીત યશોમતીની કુક્ષિમાં ઉત્પન થયો.

૨૦૭ અંગે લક્ષણવાળો ને મહાતેજસ્વી પુત્રનો રાણીએ જન્મ આપ્યો તેમા પ્રભુની છાંયાં તરી આવતી હતી જેમ દિવાથી દિવો દેખાય તેમ.

૨૦૮ યશોમતી જ્યારે ગર્ભવતી હતી ત્યારે દિશાઓમાં પ્રકાશ પામતુ ચક્ર જોયું હતું તેથી વિધિપૂર્વક માતાપિતાએ ચક્રાયુધ નામ થાપ્યું

૨૦૯ તે પુત્ર અનુક્રમે કલાચાર્ય પાસે ભણીને ગુરુના મનને હર્ષ પમાડતો બાલ્યાવસ્થા ઓલંઘી યોવનપણાને પામ્યો

૨૧૦ પિતાસ્વરૂપ ઉત્તમ પ્રભુએ સોભાગ્યને સમૃદ્ધિશાલી ધનુર્વેદના જાણકાર પુત્ર ને રતિ રંભા સરખી રાજ કન્યાઓ પરણાવી.

૨૧૧ એમ પ્રભુ શાંતિજિન ચક્રિ આ પૃથ્વીનું પાલન કરતાં ને રાજાઓથી સેવાતાં પચીશ હજાર વર્ષો વીતી ગયા.

૨૧૨ શસ્ત્રરક્ષકો કાર્યને જાણતા એવારાજાને નમી બોલ્યા. હે' રાજન્! આયુદ્ધશાલામાં પોતાની કાંતિવડે શોભીત ચક્ર રત્નઉત્પન્ન થયુ છે તેની વધામણી આપુંછું.

૨૧૩ આયુધ શાલામાં હજારો કિરણો વાળા સૂર્યની જેવા એકહજાર આરાવાળું ચક્ર કોઈ રીતે પ્રવેશ કરી તારૂ સાનિધ્યમેળવી શું રાહુને જીતવાની ઇચ્છા જ જાણે કરતુ ના હોય!

૨૧૪ પ્રભુએ ચક્રરત્ન પાસે આવી તેની સન્મુખ મનુષ્યોપાસે આઠદિવસ પૂજા કરાવી. ત્રણજ્ઞાનવાન પ્રભુ શું નથી જાણુતા બધું જાણે છે.

૨૧૫ આઠ દિવસ પુરા થયે ચક્રરત્ન આકાશમાં પ્રથમ પૂર્વદિશા તરફ ચાલ્યું અને તે પાસે રહેવાથી જ ત્યારથી સૂર્ય જગત્‌માં એકચક્રવાળા તરીકે પ્રસિદ્ધિને પામ્યો.

૨૧૬ એક હજાર યક્ષોથી સેવાતુ ચક્રરત્ન, તેની પાછળ ૧૬ કરોડ પાયદલ લશ્કરથી યુક્ત, સેનાના ચાલવાથી ઉડતી રજથી દિશાઓને આચ્છાદિત કરતી જિનચક્રવર્તિની સેના ચાલી

૨૧૭ મંદગતિવાળા હાથીઓ આગળ ચાલતાં હમણા આપણેજ સ્વામી છીએ એમ માનતાં મદઝરવાથી ધૂલને શાંત કરતાં પ્રયાણ કર્યું.

૨૧૮ સુવર્ણના બનાવેલ પલાણુવાળા, અનેક દેશના પવનવેગી ઘોડાઓની પંકતીચાલી જેમણે વેગથી પવનનો જય કર્યો તેથી પવન પણ મૃગવાહન કહેવાયો.

૨૧૯ આત્રણ ભુવનના પતિ પ્રભુ શાંતિનાથ ભગવાન પોતાને ઉચ્યું અને સનાતન સ્થાન આપો એવા આશયથીજ જાણે ઉંચ ચિત્કાર શબ્દો કરતા રથોની પંક્તી ચાલી.

૨૨૦ વિજય લક્ષ્મીથી શોભતી આજ્ઞાપાલક પ્રભુની સેનાના હાથમાં ચમકતા ભાલા તથા તલવાર સહિત બલના પ્રતિક જેવા પ્રભુના સુભટો ચાલ્યા.

૨૨૧ મૃદંગ વિગેરે વાજીંત્રોનાનાદ સાંભળી વેગ પુર્વક ચાલતા સૂર્ય રથના સાત ઘોડાઓમાંથી એક અજ્ઞાત પરદેશમાં નાશી ગયો પણ સાધારણ મનુષ્ય સૂર્યને ૭ ઘોડાઓ છે એમ માને છે.

૨૨૨ ત્યારે તીર્થંકરની સેનાના મહાભારથી નીચીજતી પૃથ્વીને ધારી રાખવા માટે ફેણનાભારની પીડાને ન ગણકારતાં હજાર ફણા બનાવી

૨૨૩ પ્રભુની સેનાના ચાલવાથી ઉડતી ધૂળીથી ઘણોજ દુર્દિન હોય તેવું થવાથી રાજહંસ પરદેશ ગયા નહિ, સેનાપતિઓને આ બાબત કેમ આશ્ચર્ય કારક ન લાગે! .

૨૨૪ એક યોજન પ્રમાણ ચાલીને ચક્રરત્નસ્થિર થયું પછી વાર્ધકીરત્ને પ્રભુના હુકમથી બારયોજન પ્રમાણ. મનોહર નગરની રચનાકરી આવા સ્થાનમાં રહેના સૈનીકોને પોતાનુ ઘરપણ યાદ આવ્યું નહિ.

૨૨૫. નિરંતર પ્રમાણ પૂર્વક દરરોજ ચાલતા. જગતના સંતાપદૂર કરતા પુન્યશાલી પુરુષો તથા દેવોને વંદનીય પ્રભુ ગંગા પ્રવાહની જેમ. પૂર્વ સમુદ્રના કિનારે આવ્યા.

૨૨૬ પવનપ્રેરિત મોજાંરૂપી હાથથી સમુદ્ર સરસ્વતીના નિત્યસ્થાનરૂપ સદગુણરૂપી રત્નોના સમૂહ વા પોતાના ભાઈરૂપ ભગવાનને જાણે ભેટી પડયો.

૨૨૭ જિન તથા ચક્રીબન્ને પદમાં તીલક સ્વરૂપ, તથા સુંદર દેહવાન, શાંતિજિન માગધ તીર્થ તરફ મુખ રાખીને સિંહાસન પરબેઠા.

૨૨૮ બાર યોજન દૂર સ્થિર સિંહાસન કંપતુ હોવાથી. ક્ષોભથી આકુલવ્યાકુલ બનેલો માગધ દેવ વિચારવા લાગ્યો.

૨૨૯ નિત્ય સ્થિર સિંહાસન ચાલતુ હોવાથી શું- મારુચ્યવન થશે. કોઈ આશ્ચર્ય થશે. ભાવી કોઈ વિઘ્ન આવશે? કોઈ શત્રુ ઉત્પન થયો છે.? આવા સંશયો દૂર કરવા અવધિ જ્ઞાનનો ઉપયોગ મૂકયો.

૨૩૦ અહિં ૧૬ મા ભાવિજિન-તેહાલમાં પંચમ ચક્રવર્તી અહિં આવ્યો છે. આવુ જાણી માગધ દેવ સ્વસ્થ ચિત્તવાળો બન્યો.

૨૩૧ મારા જ્ઞાનને- તેમજ મારા સ્વામીપણાને ધિક્કાર થાવ કે મોહમૂઢ હું આવેલા શાંતિજિન, ચક્રીને ઓળખી શકયો નહિ.

૨૩૨ જોકે કલ્પવૃક્ષને શરમાવનાર વૈમાનીક દેવો જેવી સેવા કરે છે તેવી ભક્તિ થોડી બુદ્ધિ વાળો હું કેમ કરી શકુ.

૨૩૩ તેમ છતાં પણ મારી સંપત્તિ અનુસાર ભક્તિ કરુ. મહા પુરુષોની સેવાભક્તિ છોડીને, હાલમાં મારુ બીજુ કોઇ પરમ સાધન નથી.

૨૩૪ આ પ્રમાણે હૃદયમાં વિચારી જલ્દી ભેટણુ લઇ પ્રભુના બે ચરણ કમલમાં નમી. સન્મુખ ઉભો રહ્યો.

૨૩૫ ને-બોલ્યો હે દેવ હુ માગધ તીર્થનો અધિપતિ છું હે સ્વામી અભય આપવા મારા સ્થાનમાં સ્વયં તમે આવતા મારી ગણત્રી દેવમાં નથી કરી કિંતુ દેવેન્દ્રો માં મારુ સ્થાન બનાવ્યુ છે.

૨૩૬ નજીકમાં વસનાર ઇંદ્રના સ્થાનને આપે ચરણ કમલથી પવિત્ર ક્યારે પણ કર્યું નહિ પરંતુ ભવબંધન તોડનાર હે પ્રભુ આપે મારુ સ્થાન પવિત્ર કર્યું.

૨૩૭ જ્ઞાનથી જાણી આવેલો હું માગધતીર્થનો અધિપ તમારી આજ્ઞાકારી હું થયો છુ તો મને યાદ કરી આજ્ઞાથી અનુગ્રહ કરજો.

૨૩૮ એમ બોલી સત્યવાદી માગધ દેવ પ્રણામ કરી પોતાની પાસે રહેલા દેદીપ્યમાન મણીઓભેટ મૂક્યાં, મોટાઓને રાજી કરવાનો આજ ઉપાય છે

૨૩૯. પ્રસન્નતાપૂર્વક શાંતિજિન ચક્રીએ સ્વીકાર કરવા પૂર્વક દેવને વિસર્જન કર્યો, હર્ષ પામતો દેવ સિદ્ધો પોતાને સ્થાને ગયો.

૨૪૦. ત્યાર પછી માગધની જેમ, જલ્દી દક્ષિણ સમુદ્રના કિનારે રહેલા શાંતિનાથ ચક્રી-એ તે વરદામતીર્થના અધિપ દેવને પોતાની શક્તિથી વશ કર્યો.

૨૪૧. પશ્ચિમ સમુદ્રના કાંઠે સૈન્યને રાખી પંચમ ચક્રવર્તી ઉત્તમ મણીઓ વિગેરે ભેટણું પામી આજ્ઞાકારક તે પ્રભાસને થાપી વાયવ્ય દિશામાં સિંધુ દેવીના સ્થાન તરફ પ્રયાણ કર્યું.

૨૪૨. જ્ઞાની પ્રભુએ સિંધુ નદીના કાંઠા ઉપર દેવી ઘરના નજીક મનોહર વિભાગમાં સેના થાપી ત્યા તેને લાયક ખાવા માટે તૃણ સમૂહ, તથા પીવા માટે જલાદિ સામગ્રી મરુધર જેમ દુર્લભ બની,

૨૪૩ ત્રણ જગતના સ્વામિએ સિંહાસન ઉપર બેસી, ધ્યાન કર્યું અવધિ જ્ઞાનથી સિંધુદેવી જાણી ભેટણુ લઈ આવી નમીને સ્વામિને વિનંતિ કરી. હે પ્રભુ તમારા દર્શનથી હુ ધન્ય બનીછું હમેશાં આજ્ઞા આપી મને કૃતાર્થ કરજો.

૨૪૪. એમ બોલી જાતિવત સુવર્ણ રત્નોના બનેલા મોટા કલશો આપીને આજ્ઞા પામી પોતાને સ્થાને ગઈ પછી ચક્રીજિન, ઇશાનદિશામાં રહેલા વૈતાઢયપર્વત ઉપર ગયો.

૨૪૫ સેનાસહિત આવેલા સ્વામીને કોઇ વૈતાઢય પર્વતનો અધિપદેવ ભેટણુલઈ શીઘ્ર આવીને નમીને આગળ ભેટણુ મૂકયું. ને દેવ ગયો. ચક્ર રત્ન પાછળ સેનાસહિત ચાલતા પ્રભુ તમિસ્રા ગુફા આગળ આવ્યા, ત્યાં રહેલો કૃતમાલદેવને વશ કર્યો.

૨૪૬ પ્રભુ આજ્ઞા પામી સેનાપતિએ ચર્મ રત્ન પાથરીસિંધુ નદીને પાર કરી દક્ષિણ નિષ્કૂટના અધિપતિને વશ કર્યો પ્રભુની આજ્ઞાપામી સેનાપતિએ અટ્ટમતપ કર્યો અને અંધકાર વ્યાપ્ત દ્વારને દંડ રત્નથી ઉઘાડયું.

૨૪૭ તે ગુફાની બાર નીકલી ગયા બાદ મોટાહાથી ઉપર બેસી સેના સહિત હાથીના જમણા પડખે મણી રાખી ચક્રવર્તી ગુફાના અંધકારને દૂર કરતા ચાલ્યા.

૨૪૮ કાકીણી રત્ન વડે ગુફાની બન્ને ભીતે ૪૯ મંડલો આલેખી સરલ માર્ગે પ્રભુ આગળ ચાલ્યા, તેના વાર્ધિકી રત્ને બનાલા પુલની ઉપર થઇ સેના ચાલી.

૨૪૯ પંચમચક્રી દ્વારા ઉદ્ઘાટન કરેલા ગુફાના દ્વાર આગળ સેના આવી પુન્યશાલીઓને આમાં કાંઈ આશ્ચર્ય લાગતુ નથી.

૨૫૦ ગુફાના ઉત્તર દિશાના દ્વારે નીકલી સેનાયુક્ત ઉત્તરભારત જીતવા માટે સેના સહિત આવેલા રાજાને જોઈ શક લોકો અનાદરપૂર્વક પરસ્પર હસવા લાગ્યા

૨૫૧ ચતુરંગ સેના સહિત અભિમાનથી નિર્ભયપણે કોણ આવ્યો છે, સેનાના બલથી અભિમાની બનેલ પારકા દેશને કબજે કરવા કોણ તૈયાર ન થાય.

૨૫૨ પોતાનુ ને પરનુ બલાબલ વિચારી વિજય માટે યુદ્ધ કરવું જોઇએ અન્યથા વગર વિચારે યુદ્ધકરનાર મહાન હોય તો પણ પરાભવ પામે

૨૫૩ બીજા દેશો જીતવા માટે મદ રહિત હાથીઓથી શું થાય? ગર્દભ જેવા અશ્વોથી ને ચપલ બંદર જેવા મનુષ્યોથી શું થાય

૨૫૪ મહાબલવાન સેનાઓ હોય, વેગવાળા ઘોડાઓ હોય, મોટા રથો વાળા મહારથીઓ હોય, પણ જો યુદ્ધ કુશલ સુભટો ના હોય તો શું થાય

૨૫૫ શાણ ઉપર તીક્ષ્ણ ધારવાળાં કરીને શસ્ત્રો હાથમાં ધારણ કરતા અને આ દેશમા મરવાની ઇચ્છાવાળા થઈને આવતા આ મુર્ખાઓ ને ધીક્કાર થાવ મરવા આવેલા આ બધાનો શાણ ઉપર તીક્ષ્ણ ધાર વાળાં કરીને શસ્ત્રો હાથમાં ધારણ કરતા અમે નાશ કરીશું

૨૫૬ વિચિત્ર ચળકતા શસ્ત્રોવાળી શકવીરની મંડલી વિચારી ચક્રવર્તીના આગળ ચાલતા સૈન્યની સાથે યુદ્ધ શરૂ કર્યું

૨૫૭ શકવીરના યોદ્ધાઓ વડે પરાભવ પામતી પ્રભુની સેનાને જોઈ સેનાધિપતિ ક્રોધ કરી હાથમાં તલવાર લઈ અશ્વરત્ન ઉપર બેસી તેની સાથે યુદ્ધમાં ઉતર્યો,

૨૫૮ જેમત્રણ ગુપ્તિથી સાધુતા શોભે અને ત્રણ શક્તિઓથી રાજાપણુ શોભે તેમ સેના-સહિત સેનાની ત્રણ રત્નોથી શોભવા લાગ્યો.

૨૫૯ સૂર્ય સામે અંધકાર અને આક્રમણ કરતા ગરુડ સામે સર્પની જેમ તે સેનાપતિ રત્ન આગળ કોઇપણ શત્રુ ટકી શકયો નહી

૨૬૦ સમરાંગણમા કેટલાક દેડકાની જેવા પાણીમાં પેસી ગયા, કેટલાક મોંમાં હાથની અંગુલી નાખીને જમતાની જેમ, કોઈ મુખમાં બેલની જેમ તૃણ નાખીને રહ્યા. કેટલાક દૃધમાં જલની જેમ કયાંય પેસી ગયા.

૨૬૧ સેનાપતિના બાણથી હણાયેલા લાખો શત્રુસૈનીકો ને જોઈ તે શકવીરો વાયુથી ધૂલની જેમ દશે દિશામાં ભાગી ગયા

૨૬૨ તે અનેક યોજન સુધિ દોડી જઈ શ્વાસોશ્વોસ વાળા ચેતના ગુમાવેલા, માંહે લજા પામેલા. ઘણા વીરો પરસ્પર વિચારવા લાગ્યા,

૨૬૩ કુકર્મના પરિણામોથી અમારા બધાના પુણ્યનો નાશ થવાથી આમ બન્યું નહી તો અંધકારથી વ્યાપ્ત ગુફામાં થઇ વૈનાઢય પર્વત ઉલ્લંઘન કરી પરાક્રમનો સમૂહરૂપ અનેક પ્રકારના સૈન્યો સહિત આ શત્રુ અહિ કેમ આવી જ શકે.

૨૬૪ અભિમાની બનેલા અમે વગર વિચારે યુદ્ધ કર્યું વિજય નાશ પામ્યો ને તિરસ્કાર મેળવ્યો તલવાર ભાલા છુરીને બાણનો અભ્યાસ નિષ્ફલ ગયો હવે અમારે માટે મરણ વિના. બીજુ કોઈ શરણ નથી.

૨૬૫ અમેજ સુભટ છીએ તેવુ અભિમાન રાખનારા અમારા પુરુષાતનને ધીક્કાર થાવ સૂર્યોદયે ચંદ્રઅસ્ત થાય તેમ માની પુરુષોને પરાજય વાળું જીવનપ્રશંસનીય નથી, ખેદ છેકે સ્થીર પરાભવને જોઈ જે જીવે તે શું માની છે? નહિ જ.

૨૬૬ અગ્નિમાં બળી પર્વતથી ઝંપાપાત કરી. વા. વિષ ખાઈને આનંદથી મરી જઈએ સેનાનાપરાભવમાં સૈનીકોને લાંબો કાળ જીવવું નીરર્થક છે.

૨૬૭. મેઘદેવતા અથવા કુલ દેવની આરાધના કરી દુઃખ રહિત થવાનોમહાન ઉપાય તથા શત્રુઓને રોકવાનો આ ઉપાય છે.

૨૬૮. સર્વે ભેગા મળી વિચારી સિંધુ નદીના કાંઠે નગ્ન બની ચત્તા સુઈ જઈને નીયમવ્રત કરી એકાગ્રચીત વાળા બન્યા, ત્રણ દિવસનો તપ થયે છતે ગોત્ર દેવીઓ પ્રસન્ન થઈને વર્ષાદ વરસાવ્યો. તપ કરનાર તપસ્વીને શું દુષ્કર હોય છે ?

૨૬૯ મેઘ આચ્છાદિત દેવો ગગનમાંરહી બોલ્યા હે વત્સો સેવા પ્રેમી એવા તમો અમારુ કેમ સ્મરણ કર્યું શકવીરો હાથ જોડી નમી. નત મસ્તકે બોલ્યા, આવૈતાઢચ પર્વત ઉલ્લંઘન કરી કોઈ મહાનતેજસ્વી પુરુષ અહિં આવ્યો છે.

૨૭૦. તે પૃથ્વી ઉપર રહેલા મોટા વૃક્ષોને હાથીને પણ ઉપાડીને ફેંકીદે તેમ અમારા માનવોને નાશ કરી હે દેવી મહાકષ્ટે બચેલા અમે અહિં આવ્યા છીએ.

૨૭૧. તો હે દેવો પ્રસન્ન થઇને પોતાના શકવીર સેવકોને દીનદુઃખી જોઇને રક્ષણ કરો પોતાના અશ્રિતનુ રક્ષણ ન કરે તેની પ્રબલ સંપત્તિ વડે શું ? કાંઇ નહિ

૨૭૨. તેઓએકરેલી વિનંતિ સાંભલી મેઘમાળી દેવો બોલ્યા, જેના ચરણોની ઈંદ્ર પૂજા કરે છે તેનો અપકાર કરવા કોણ સમર્થ થાય.

૨૭૩. તે છતાં તમારી કુલ દેવોની ભક્તી વડે પ્રસન્ન થઈ, તમારા દુઃખમાં આડખીલ ઉભું થાય, તેવું આચરણ કરી નીશ્ચેતમારુ હિત કરવા ઈચ્છીએ છીએ.

૨૭૪. આ વાત દેવોએ સ્વીકારી શકોથી નમન કરાતા દેવોએ આકાશમાં મોટા મેઘો વિકુર્વી પ્રભુની સેના ઉપર વર્ષાવવા લાગ્યા.

૨૭૫. જિનેશ્વરનું અદ્દભુતબલને અનંત મહાત્મ્ય જાણવા છતા ઘણુંજલ વર્ષાવતાં દેવો શું જડ વિચારવાળા નથી બન્યા ?

૨૭૬. સૈન્યોને ડુબાડનારી વ્યવસ્થિત મેઘવર્ષા જોઈને જીવરક્ષણના બહાને પ્રાણીઓની દયા રૂપી કમલિની માટે સૂર્ય સમાન તે શાંતિજિનના હાથનો ચર્મરત્નને સ્પર્શ થતા ચર્મરત્ન બાર યોજન વીસ્તાર પામ્યું. ત્રણ જગતમાં પ્રકાશનાર મહાત્માઓનો પ્રભાવ વખાણવા લાયક નથી શું ?

૨૭૭. તે ચર્મરત્ન ઉપર પ્રભુની આજ્ઞા મેળવીચતુરંગીસેના આરુઢ થઇને તે જલ સમૂહ ઉપર તરતા વહાણને જોઈ વરુણદેવ જ પ્રભુને આ ભેટ જ આપ્યુ ના હોય તેમ માનવા લાગ્યા.

૨૭૮. ચર્મરત્ન જેવુંજ છત્રરત્ન ચક્રીના હાથના સ્પર્શથી બાર યોજન પ્રમાણ બનીને સેના ઉપર જઇને રહ્યું તેણે ઉપરથી પડતા જલથી રક્ષણ કર્યું.

૨૭૯. મારી વિદ્યમાનતા હોતાં બહારનો અંધકાર લોકોને પીડે નહિ એમ માનતાચક્રી પ્રભુએ વિસ્તૃત છત્રરત્નના દંડ ઉપર મણીરત્નને સ્થાપન કર્યું.

૨૮૦. દિવ્ય ભોજન આપના સમર્થ ગેહરત્ને સૂર્યોદયે વાવેલાં ધાન્યને મધ્યાન્હે પક્વ થયેલાં શાલી પ્રમુખ અન્નને ગ્રહણકરી પકાવી સૈનીકો દરરોજ આહાર કરવા લાગ્યા.

૨૮૧. સાત દિવસ સુધી જલની સપાટી ઉપર તરતા ચર્મરત્ન ઉપર સેના સહિત રહેલા પ્રભુ આ ભક્તોને ભવ સમુદ્રથી જ તારતા ન હોય તેમ શોભ્યા.

૨૮૨. પ્રભુના ભક્ત યક્ષો ભ્રૂકુટિ ચઢાવી શસ્ત્ર હાથમાં લેઈ તે દેવો પાસે આવીને બોલ્યા, રે મેઘકુમાર દેવો. આત્મજ્ઞાન વિનાના અસુરોની જેવા તમે આ અવિનાશી પ્રભુ પર આમ કેમ કર્યું ?

૨૮૩. ખેદની ખીના છે મહા પુરુષોની સાથેનો વિરોધી અત્યંત અનર્થનું કારણ થાય છે. તેમ છતાં ઇંદ્ર સાથેના વિરોધથી પાંખ વિનાના પક્ષીની જેવા પર્વતો શુ નથી થયા.

૨૮૪. જે શાંતિજિન ચક્રવર્તીની આજ્ઞા સકલ ઈંદ્રો પોતાને શિર માલાની જેમ અહો નિશધારણ કરે છે તે અનંત શક્તિવાળા વીરની સાથે કયો બુદ્ધિમાન વિરોધ રાખે ?

૨૮૫. હે દેવો ! પ્રભુના યક્ષો એવા અમે હવે તમારો અપરાધ ચલાવી લઈશું નહિ. એવુ સાંભળી ભયભીત થયેલા દેવોએ મેઘના સમૂહને સંહરી લીધો.

૨૮૬. શાંતિજિનના વર્ણન રૂપી ચંદ્રની ચાંદની પ્રગટ કરવા વડે મલીન મનવાળા દેવોના સંતાપને દૂર કરી દીધો.

૨૮૭. પછી શકો પૂર્ણ ભક્તિવાળા બની પ્રભુના ચરણ કમલમાં આળોટીને નમીને સ્તુતિ પ્રશંસાકરી અને પછી તેમણે પ્રભુ આગળ મણિ રત્ન સુજડિત શ્રેષ્ઠ આભરણો ભેટ ધર્યાં

૨૮૮. પ્રગટ નીતિમાન શાંતિજિનશ્વરે લીલોની પીઠ થાબડીને સન્માન કર્યું અને તે લોકોને પુત્રની જેમ ગણતો સેનાપતિ ઉત્તર દિશાની નજીક રહેલા શ્રી પર્વતને સિદ્ધ કરી લક્ષ્મીગૃહ બનાવ્યું.

૨૮૯. સિંધુ નદીને ગંગાનદીના મધ્યમાં ચાલતા ચક્રવર્તીના સૈન્યના બોલેલા સ્વર વડે ક્ષુદ્ર હિમવંતનું રક્ષણ કરનાર દેવે પ્રભુને આવતા જોઈ. રત્નો પદ્મહદનું જલ લાંબા આયુષ-વાળા પ્રભુની પૂજા ચૂર્ણ ને ચંદન વડે કરી

૨૯૦. ઉચા ઋષભ કુટ પર આવી કાકીણી રત્ન હાથમાં લઈ ચક્રીએ લખ્યું કે પાંચમા ચક્રવર્તી ૧૬મા શાંતિનાથ चिर जीव भव લાંબી આવરડાવાળા થાઓ

૨૯૧. દેદીપ્યમાન પ્રતાપ યુક્ત પરાક્રમથી સકલ સૈનિકોના મનમાં આશ્ચર્ય ઉપજાવતા ભગવાન પર્વત પરથી નીચે આવી રથમાં બેસી પાછા તેજ રસ્તે વૈતાઢયપર્વત પાસે પહોચ્યા.

૨૯૨. ત્યાં હર્ષિત ચિત્તવાળા વિદ્યાધરનો સ્વામી, પોતાની મેળેજ પ્રભુ સન્મુખ આવ્યો મેરુપર્વત ઉપર દેવોએ જેમ પૂજા કરી હતી તેમ તેણે પૂજા કરી આથી વૈતાઢય પર્વત પોતાને ઊંચો માનવા લાગ્યો.

૨૯૩. તે ચક્રીની ગંગાના કાંઠે રહેલી ગંગાદેવીએ મોટા ભેટણા પૂર્વક પૂજા કરી ત્યાર પછી પ્રસિદ્ધયશસ્વી બલવાન એવા સેનાપતિએ ઉત્તર દિશામાં રહેલા દેશોને જીતી લીધા.

૨૯૪. તેજોમય પ્રભુએ ખંડ પ્રપાતા ગુફાના દ્વારને દંડરત્નથી ઉઘાડી અને તેના સ્વામી નાટ્યમાલ દેવ વશ થયો. ચક્રરત્ન, સૂર્ય કરતાં અધિક તેજસ્વી પ્રભુ અને તેની પાછળ મનુષ્યોને નીતી દેખાડતા સેનાપતિએ ગુફામાં પ્રવેશ કર્યો.

૨૯૫. કાકીણી મણીરત્નનાં માંડલોથી અંધકાર દૂર કરતા પ્રભુ પ્રથમની જેમજ મણિથી ઉત્પન્ન થયેલા તેજ વડે તે ગુફામાં પોતાના સૈન્ય સાથે એકદમ ચાલ્યા.

. ૨૯૬ તે ગુફામાં ચક્રીજિન ઉત્તમને પહેલેથી રચેલા પગથીયા પર નિમગ્નાને ઉન્મગ્નાએ બન્ને નદી ઉતર્યાં મોટાઓને સર્વસ્થાને અનુકુળતા હોય છે

૨૯૭ અને ત્યાર પછી અંધકાર દૂર કરતો ચંદ્રમા જેમ પૂર્વાંચલની લાંબી ગુફામાંથી નીકળે તેમ પ્રભુ પોતેજ ઉઘાડેલા ગુફાના દક્ષિણભાગના લક્ષ્મી દ્વારે થઈ નીકળ્યા.

૨૯૮. ગંગાનદીના કાંઠે રહેનારી નૈસર્પ પ્રમુખ નવ નિધિયોવશ થઈ અને ભગવાનના વચનને આધીન સેનાપતિ પાસે મ્લેચ્છોથી ભરપુર ગંગાનું દક્ષિણ નિષ્કૂટ સધાવ્યું

૨૯૯ આમ પ્રતાપરૂપી અગ્નિની જવાલાના સમૂહથી સકલ શત્રુઓના અભિમાનને બાળી નાખી આ ભરતના ૬ ખંડને સાધી સેનાથી પરિવરેલા શાંતિચક્રીજિન નગરની સ્ત્રીઓ વડે ભીંજેલી ડાંગરથી વધાવાતા ભગવાને પોતાની નગરીમાં પ્રવેશ કર્યો

૩૦૦. દેવનગરનીસોભાને પણ જીતીલેતા નગરજનોયે ઘરને હાટ ઉપર ફરકાવેલી ધજાઓ પૂર્વક પ્રભુ શાંતિચક્રીએ ગજપુરના દ્વારમાં પ્રવેશ કર્યો.

૩૦૧ પ્રથમ રાજાઓ દેવો અને અસુરોએ ચક્રવર્તી પદથી હર્ષિત બનીને સર્વતીર્થોની માટીનેજલવડે અભિષેક કર્યો,

૩૦૨. મહાન અભિષેક કરતાં ૧૨ વરસ સુધીના મહોત્સવપર્યંત શૂલ્કદંડને દાણ બંધ કર્યા

૩૦૩ જેની રક્ષા બે હજાર અનુપમ કેડ બાંધેલાયક્ષો કરતા હતા. છખંડના માલીકની મર્યાદા-રક્ષણ એજ પ્રમાણે છે.

૩૦૪ ચૌદ હજાર નદીના જલોથી ભરાતો સમુદ્ર ના હોય, વળી મૂલ ૧૪ વિદ્યાર્થી સેવાતી સરસ્વતીનાજ હોય, તેમ ૧૪ હજાર યક્ષોથી સેવાતું ચક્રરત્ન પ્રભુથી શોભી રહ્યું.

૩૦૫. લોકપ્રિય નવ અંગની જેવી નવ નિધિયો પ્રભુને પામી શોભી રહી મોટાઓની સેવાથી કોણે મહત્વ મેળવ્યું નથી.

૩૦૬ જેના મહાનપણાથી ૬૪૦૦૦ અંતપુરની રાણીઓ શોભી વળી ચોરાશીલાખ મદઝરતા હાથીઓ વેગવંત અશ્વો અને મહાન રથોથી પ્રભુ કલ્પવૃક્ષની જેમ શોભવા લાગ્યા.

૩૦૭ છન્નુકરોડ ગામ બત્રીશ હજાર આજ્ઞાવર્તિરાજાઓ, ત્રણસો ત્રેશઠ શુદકારોની પ્રસિદ્ધિ જે પ્રભુથી થઈ તેમનાથી નગરપણ અઢાર વર્ણજાતિથી શોભ્યું

૩૦૮ જે ચક્રીજિનને બહોતેર હજાર પ્રશંસાપાત્ર મહાપુરો હતાં અને ૯૯ હજાર સમૃદ્ધિવાળા દ્રોણ મુખ સ્થાનો હતાં.

૩૦૯ બીજુ અડતાલીસ હજાર કુત્સ-નગરો હતાં, તેમજ ખુબ સમૃદ્ધિવાળા ૪૮ હજાર (મંડલ) દેશો હતા.

૩૧૦ પુણ્યની જાગતી જ્યોત જેવી પ્રભુને વીસ હજાર ધાતુઓની ખાણો હતી. ને સોલ હજાર ધૂલના કીલ્લા વાળા ગામો હતા તેમ ૧૪ હજાર ગિતાદિકના જાણકાર ગાયકોની સંખ્યા હતી.

૩૧૧ છપ્પન અંતર્દ્વીપના રાજ્યોને ૪૯ વેલા કુલવાશી લોકોપર પ્રભુની સત્તા હતી કુલ ભરતક્ષેત્રના ૬ એ ખંડનુ વિશાલરાજ્ય. એક દેશના ૬ વિભાગની જેમસુખ પૂર્વક ચલાવ્યું (એકછત્રી રાજ્ય ચલાવ્યું)

૩૧૨ સારસ્વતાદિનવલોકાન્તિક દેવોના સિંહાસન કંપવાથી પ્રભુનો દીક્ષાકાલ જાણી તેઓએ પ્રભુની પાસે આવી આત્મહિતકારી વચન બોલ્યા હે પ્રભુતીર્થ પ્રવર્તાવો.

૩૧૩ એમ કહી નમીદેવો ગયા, પછી પ્રભુએ વાર્ષિક દાન આપી મહોત્સવપૂર્વક પ્રથમ પુત્ર ચક્રાયુધને રાજ્યમાં સ્થાપન કર્યો.

૩૧૪ રાજપુત્ર ચક્રાયુધે, દેવોએ ઈન્દ્રોએ પવિત્ર તીર્થના જલ લાવી દીક્ષાનો અભિષેક કર્યો ચદનથી વિલેપન કર્યું પછી રત્ન જડિત સિંહાસન વાળી સર્વાર્થ નામની શિબિકા ઉપર અંતરંગ શત્રુને જીતવા તૈયાર થયેલા પ્રભુ ચઢ્યા.

૩૧૫ બધા ભક્તિપૂર્વક હું શીબિકા ઉપાડું હું શિબિકા ઉપાડું પ્રથમ ભક્તિયુક્ત રાજા ચક્રાયુધાદિ રાજાઓ ઈન્દ્રો મહેન્દ્રો નાગકુમાર આદિ દેવો પરિપાટીએ, ઉપાડતાં પ્રભુનો દીક્ષાનો વરઘોડો નીકળ્યો

૩૧૬ કાનોમાં સંભળાતા વાજીંત્રોના નાદને પામીને નગરની લલનાઓ પ્રભુને જોવા માટે ઉત્સુક થઈ જલ્દી ઘરના ગોખમાં આવી કોઇક સખીએ સખીને કહ્યું કે —

૩૧૭ હે સખી ઇંદ્રો અસુરોને રાજાઓથી પરિવરેલા પ્રભુ કયાં જઇ રહ્યા છે તે તું મને બતાવ.

૩૧૮ ત્યારે તે બોલી આ પ્રભુ ચૌદ રત્નો, વનનિધિ, અંતઃપુરની પત્નીઓને, ચક્રવતી-ની ઋદ્ધિ પણાનો ત્યાગ કરી. હે બહેન જ્યાં મોક્ષ છે જ્યાં સનાતન સુખ છે. તે મેળવવા માટે જાય છે.

૩૧૯ હે સખી. લાંબાકાલથી પાલન કરેલી પ્રજાને છોડી જનાર આનિષ્ઠુરહોવો જોઈએ એમ સમજાય છે. સખીએ ત્યારે બીજો જવાબ આપ્યોકે મહાનપુરુષોને ક્યાંયને ક્યારેય પણ મમતા હોતી નથી.

૩૨૦ તો હે સખી આવા વરને પામનારી સિદ્ધિવધૂ શૂં. જાણવાલાયક નથી. જે ત્રણે જગતની લક્ષ્મીનો ત્યાગ કરી મોક્ષવધૂને વરવા તૈયાર થયા,

૩૨૧ હે સખી કોઈપર પક્ષપાત વિનાના, પ્રભુની સ્તુતી કરવા લાયક છે જેમ રાજાઓમાં ચક્રવતીની સંપત્તિ ભોગવી. તેમ મોક્ષમાં રહેલી મુક્તિ વધૂને વરશે.

૩૨૨ આમ નગરની સ્ત્રીઓ પરસ્પર વાતચીત કરતી તે સાંભળતા પ્રભુ શાંતિચક્ર-વર્તીની પાલખી સહસાગ્રવનનીચે આવી. ૩૧૭થી ૩૨૨ સુધી

૩૨૩ જે વનમાં કોકિલકંઠે કોયલ જાણે ગુણો ન ગાતિ હોય, વાયુથી કંપતિ વેલડીના પાનોથી જાણે હર્ષથી નાચતી જ ના હોય તેમ જ ખીલેલા મલ્લીપુષ્પોથી જાણે સહસ્ર નેત્રોથી ઈંદ્રની જેમ પ્રભુને જુવે છે.

૩૨૪ ત્યાર પછી વનની અંદર પાલખીથી નીચે ઉતરી વિશ્વના આભૂષણ જેવા રોમાંચિત તથા પ્રભુએ પોતાની મેળે જ આભૂષણો અંગથી ઉતારી દાસીને આપી દીધા.

૩૨૫ જેઠવદી ચૌદશ તિથીએ છેલ્લે પહોરે ભરણી નક્ષત્રે ચંદ્ર વર્તતો હતો ત્યારે છટ્ઠતપ કરી પ્રભુએ ત્યાં જ પંચમુષ્ટી લોચ કર્યો "નમોસિદ્ધાણં" બોલવા પૂર્વક જાણે સંસારના કિનારે ઉભા રહીને મોહવૃક્ષના કંદને મૂલમાંથી ઉખેડી નાંખ્યાં-બંધનો તોડી નાખ્યાં.

૩૨૬ પ્રભુ શાંતિ ચક્રી સાથે એક હજાર રાજાઓએ દીક્ષા સ્વીકારી તેજ સમયે નારકીઓ પણ સુખ અનુભવવા લાગ્યા, એક ગોત્રીયની જેમ ઇન્દ્રે વાળ લઇક્ષીરસમુદ્રમાં નાખ્યા,

૩૨૭ લોકોના કોલાહલ અને વાજીંત્ર ઇંદ્રે બંધ કરાવ્યા અને પ્રભુએ સર્વ સામાયિક ઉચર્યું અખંડ ચંદ્રકિરણ કરતાં ઉજ્વલ તથા મહાકોમલ દિવ્ય વસ્ત્રને. પ્રભુના ડાબા ખભે ઇંદ્રે સ્થાપન કર્યું

૩૨૮ પંડિતો જોઈને વિચારવા લાગ્યા કે શું આતે દિવ્યવસ્ત્ર પુણ્ય સમૂહ છે. કે શું યશ સમૂહ છે કે શુકલ ધ્યાન છે અથવા શું લાંબાકાળથી ત્રણ જ્ઞાનનો સંગમ કરવા ઇચ્છતું અને જાણે પ્રવેશ ન મળવાથી બહાર જ ન રહેલું હોય તેનું ચોથુ મનઃ પર્યાય જ્ઞાન છે!

૩૨૯ મોક્ષે સુખને આપનારી દીક્ષા પ્રભુએ ગ્રહણ કર્યા પછી તે પ્રભુને સંપૂર્ણ દુઃખરૂપી અટવીને બાળવામાં અગ્નિ તુલ્ય, ને કેવલ જ્ઞાન રૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડવામાં ચંદ્ર તુલ્ય પ્રભુની સ્તુતિ કરી અંજલિ જોડી મસ્તક નમાવીને દેવોએ વંદન કર્યું.

૩૩૦ હે જિન તમારા ગુણોનુ વર્ણન કરવા બૃહસ્પતિ તથા શક્ર પણ સમર્થ નથી. તો મારી ચંચલ જીભ તમારુ વર્ણન કરવા ઇચ્છે છે તેમા તમારા ચરણ કમલની સેવા જ હેતુ છે.

૩૩૧ ત્રણ જ્ઞાન યુક્ત જન્મેલા પ્રભુ અહિ ચક્રવર્તી પદ પ્રાપ્ત કરી નવ નિધિને ચૌદ રત્નોથી જાણે ઓછું ન લાગતુ હોય તેમ તેનાથી વિશેષ રૂપે ચારિત્ર રત્નનો સ્વીકાર કર્યો,

૩૩૨ પ્ર૦વ્રત સર્વથી હિંસા દૂર થાવ બી૦વ્ર, અસત્ય વચનનો ત્યાગ, અને ત્રીજુવ્રત બીજાના ધન વ્યાપારની લૌલુપતાવાળુ મન દૂર થાવ. ચો૦વ્ર. સંપૂર્ણ પરિગ્રહ છોડવા માટે હે પ્રભુ આપ દીક્ષા ગ્રહણ કરી કારણ કે આપના જેવા પુરુષો લગભગ કોઈપણ ચેષ્ટા નિરર્થક તો કરતા જ નથી.

૩૩૩ હે પ્રભુ તમે ત્રણ જગતમાં અલૌકીક વીર્ય પ્રગટ કરવા પ્રવજ્યા ગ્રહણ કરી છે. આપ ભયથી કંદર્પ અભિમાનને અને સદા સેવવા યોગ્ય પોતાના પિતા મનને છોડી ક્યાંક છુપાઇ ગયો.

૩૩૪ સંસારથી વિરમવાની ઇચ્છાવાળા. હે પ્રભુ તૃણની જેમ મહાન્ રાજ્યને છોડી પવિત્ર દીક્ષા ગ્રહણ કરી તેથી મુક્તિ રહિત ચાર્વાક આત્માને માનતો છતો પરલોકને સમજતો શું પાપ કરશે ? નહિ જ

૩૩૫ હે પ્રભુ તમને અને તમારી સેવામાં રહેલા અમને જોઈ પોતાના મતનુ ખંડન થવાથી વારંવાર ક્રોધથી સળગી ઉઠતો માધ્યમિક બૌદ્ધબુદ્ધ મત પ્રમાણે જ્ઞાન પ્રવૃત્તિને સ્વીકારતો નથી માટે અપ્રામાણિક છે.

૩૩૬ જ્ઞાન છતાં મૌન, શક્તિછતા સહન આ બન્ને દીક્ષા લીધા પહેલાં એ આપનામાં જણાતા હતા, સમુદ્રમા સર્વ જાતના રત્નો હોય છે પરંતુ રત્નનો ઉપયોગ આપ જેવા મહાપુરુષો કરે છે.

૩૩૭ હે નાથ, યોગી પુરુષો વડે તમારુ સુલભ દર્શન મને પ્રાપ્ત થવાથી, મારા નેત્રો સફળ થયા આપ દુર્લભ કેવલ જ્ઞાનરૂપ રત્ન પ્રાપ્ત કરી, ધર્મોપદેશ વડે અમારા કાનોને ક્યારે પવિત્ર કરશો.

૩૩૮ આ પ્રમાણે દેવો સહિત ઇંદ્રો શ્રી શાન્તિનાથ જિનેશ્વરને નમીને હર્ષિત થયેલા નંદીશ્વર દ્વીપે ગયા ત્યાં જઇને આઠ દિવસ સ્નાત્ર મહોત્સવ કરી, ઉત્તમ ભાવવાળા થયેલા દેવો પોત પોતાને સ્થાને ગયા.

૩૩૯ શ્રી ગુરુગચ્છમાં શિરોમણિ સમાન શ્રીમાનભદ્રસૂરિના પાટે વિજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા સુગુરુ શ્રી ગુણભદ્રસૂરિ થયા તેના શિષ્ય શ્રી મુનિભદ્રસૂરિ કવિ વડે રચાયેલો ૧૬ માતીર્થંકર શ્રીશાન્તિનાથ ચરિત્ર મહાકાવ્યમાં ૧૪મો સર્ગ પૂરો થયો.

# સર્ગ ૧૫

૧ જેમ ચાર લોકપાલોથી પરિવરેલા સૌધર્મેન્દ્ર હોય તેમ મતિ આદિ ચાર જ્ઞાનથી સેવાતા પ્રભુ શાંતિનાથ તમારા કલ્યાણને માટે થાવ.

૨ પ્રભુ ઇર્યા પથિકિમાં ઉપયોગ રાખી. બીજા દિવસે વિહાર કરતાં હિમાલયના શિખર જેવા ઉચા મંદિર નામના પાટણમાં ગયા.

૩ પ્રભુ અમારે ઘેર પારણું કરી અમારુ ઘર આંગણું પવિત્ર કરે એમ માની બધા પોત પોતાના ઘર આગળ ઉભા રહ્યા.

૪ પ્રભુ બધા ઘરોની પંકતીનું ઉલ્લંઘન કરતા સુમિત્ર રાજાના મહેલ તરફ જતા પુણ્યોદયથી ખીંચાયેલા સાક્ષાત્ કલ્પવૃક્ષ જેવા લાગ્યા.

૫. પ્રભુને આવતા દેખી રાજા ઉતાવળે ઉભો થઈ સામે ગયો અને છત્ર ચામરનો ત્યાગ કરી હર્ષથી પરમેશ્વરને વંદન કર્યું.

૬. કોઇકને અનેક પુણ્યથી ધન પ્રાપ્ત થાય, કલ્યાણકારી કાર્યમાં કોઈકને ચિત્ત પ્રાપ્ત થાય, અને કોઈકને ગુણ લક્ષ્મીનું પાત્ર પ્રાપ્ત થાય, તે ત્રણેવસ્તુ હાલમાં મને તો પ્રાપ્ત થઈ ગઈ.

૭ પોતાના ચિતમાં હુ આજે ધન્ય છું એમ માનતો હર્ષથી રોમરાજી ખડા થયેલા છે જેના એવો પ્રભુને દૂધપાક વહોરાવીને રાજાએ પારણું કરાવ્યુ

૮ શરદ ઋતુમાં ચંદ્રની ચાંદનિ જેવા સફેદ દૂધથી પરિપૂર્ણ હસ્ત કમળવાળા ભગવાન જાણે હાથમાં શુકલ ધ્યાનજ ન હોય એમ જણાય છે.

૯. સુમિત્ર રાજાના પુણ્ય સમૂહને પ્રગટ કરતી હોય તેમ વર્ષાકાળના મેઘની ગંભીર ધ્વનિ સરખી વાગતી દેવ દુંદુભિ લોકોએ સાંભળી.

૧૦ પ્રભુનુ પારણુ થયા પછી દેવોએ તે રાજાના મહેલમાં તુલના ન થઈ શકે તેવી મહત્તાને પ્રાપ્ત કરાવવા માટેજ હોય તેમ કિંમતિ રત્નોની વૃષ્ટિ કરી.

૧૧. જે મહેલમાં શાંતિનાથ પ્રભુ પધાર્યા તે સ્થળ દેવોને પણ પૂજનીય છે તેમ માની દેવોએ તેના મહેલના આગણામાં પુષ્પોની વૃષ્ટિ કરી.

૧૨ આ ઉદાર મનવાળા સુમિત્ર રાજાને સંસારમાં પડવા રૂપ સંતાપ ન રહે તેમ દેવોએ સુગંધીજળની વૃષ્ટિ કરી.

૧૩. રાજાની અંતરંગ ભાવના અમારામાં ઉતરી એમ માની દેવોએ શાંતિજિનના પારણા વખતે વસ્ત્રની વૃષ્ટિ કરી.

૧૪. આમ આનંદિત નગર જનોવાળા મંદિર પતન નગરમાંથી નીકળી પ્રભુએ સંતોષથી પારણું કરી અને બીજે ઠેકાણે વિહાર કર્યો

૧૫ જિનચરણવાળી પૃથ્વી મનુષ્ય ઉલ્લંઘન ન કરે એમ વિચારી રાજાએ પારણાના સ્થાને રત્ન પીઠિકા બાંધી.

૧૬ ધર્મ કોઇક ઠેકાણે હોય છે અને કોઇક ઠેકાણે નથી હોતો, એ જાણવા માટે પ્રભુએ વિહાર કર્યો કારણ કે જ્ઞાનીની પ્રવૃતિ ફોગટ જતી નથી.

૧૭. કોઇ ઠેકાણે પ્રભુએ નિદ્રા ન લીધી, જાણવા છતાં મૌન રહ્યા, નિસંગ એવા પ્રભુ બેઠા પણ નહી, આમ પ્રભુ એક વર્ષ સુધિ વિચર્યા,

૧૮. જ્યાં ચક્રવર્તી થયા, જ્યાં દીક્ષા લીધી, અને ચોથું જ્ઞાન મેળવ્યું ત્યાં પોતાની જન્મ ભૂમિ છે એમ જાણી પ્રભુ હસ્તિનાપુરમાં આવ્યા.

૧૯ તે સહસ્રામ્રવનમાં નંદિ વૃક્ષની નીચે શુકલ ધ્યાનમાં રહેલા અને છઠ્ઠ તપવાળા, પ્રભુએ ઘાતિ કર્મોનો નાશ કરી.

૨૦. પોષ સુદિ નોમને ભરણી નક્ષત્રમાં લોકાલોકના ભાવને જોનારૂં પાંચમું કેવલ જ્ઞાન કેવલ દર્શન પ્રાપ્ત કર્યું. ૧૯ થી ૨૦.

૨૧ કેવલ જ્ઞાન પ્રાપ્ત થતાં ચારે દિશામાં ફેલાતો પ્રકાશ જેવી સર્વ દિશાઓ પ્રકાશી સુખકારી વાયુ વાવા લાગ્યો. તેમજ નારકો પણ સુખી થયા.

૨૨. સુખમાં મગ્ન એવા ઇન્દ્રોના સિંહાસન ડોલ્યાં મને લાગે છે કે આ ઇંદ્ર કેવલી ભગવાનનો મહોત્સવ કરવા જશે એવો વિરહમાનીનેજ જાણે આસનો કંપ્યા,

૨૩. પછી જાતિવંત સુવર્ણ તુલ્ય લોચનવાળા અષ્ટાપદ સિંહ બળદો વિગેરે પ્રધાન વાહનો યુક્ત હર્ષવાળા દેવો સહિત ઇંદ્ર વિગેરે તે સ્થળે આવ્યા

૨૪. પોતાના આત્માને ધન્ય માનતા વાયુકુમાર દેવોએ પુણ્યના ઉદયમાં કર્મરૂપ રજને દૂર કરે તેમ આનંદથી ચારે બાજુ ધૂલ વિગેરે કચરો દૂર કર્યો

૨૫ મેઘકુમાર દેવોએ ત્યાં બેસનાર શ્રોતાના તાપને દૂર કરવાની ભાવનાથી તે ભૂમિ ઉપર સુગંધી જલ છાંટયાં,

૨૬. ત્યાર પછી વ્યંતરદેવોએ રત્નો અને સુવર્ણથી એ પૃથ્વીપીઠ બાંધી અને બુદ્ધિથી પોતાના આત્માને દુષ્ટકર્મ બંધમાંથી મુક્ત કર્યો.

૨૭. તે જિનને નમતાં અમારાં કાર્યો સિદ્ધ થયા છે. એમ જણાવતા દેવો પચવર્ણીની ચાંડીટાવાળા પુષ્પોની વૃષ્ટિ કરી.

૨૮. પવનથી ચાલતી વંદન માલિકા વાલી તોરણુ માલીકા ક્રોધાદિ કષાયોને બાંધવા વંદન માલીકા બનાવી.

૨૯. જાણે સહુ પહેલી પ્રભુની વાણી સાંભળવા વિદ્યાધરી દેવીઓજ ના આવી હોય તેમ થાંભલાઓ ઉપર રહેલી અદભુત મનોહર પુતળીઓ શોભવા લાગી.

૩૦. જિનેશ્વરની દેશના રૂપી અમૃત સાગરનો અમને ભય નથી એમજ જાણે માનતી હોય તેમ ઉંચા તોરણોમાં રહેલી નીલમણીની બનેલી મગર મચ્છોની પંક્તિ શોભતી હતી.

૩૧ ચતુર્વિધ સંધ હું ઉપર સ્થાપન કરીશ એવા અભિમાનથીજ જાણે તે પંક્તિની ઉપરના સ્થાનને પામેલા ચાર છત્રો શોભી રહ્યા હતા.

૩૨. તોરણુની ઉપર રહેલી મંદપવનથી કંપતી ધજાઓ ફકત પાપીઓનો પ્રવેશ થશે નહી. એમ જણાવતી શોભી રહીં છે.

૩૩. અણિમાદિ આઠ સિદ્ધિઓને બેસાડવા માટેજ જાણે બનાવ્યાં હોય તેમ તોરણુના મધ્ય પત્રમાં પ્રસિદ્ધ અષ્ટ મંગલ દેવોએ આલેખ્યાં.

૩૪ નિર્મલ મનવાળા વૈમાનિક દેવોએ પોતાની શકતીથી પૃથ્વી પીઠ ઉપર ઊચાં નિર્મલ રત્નોવડે સમવસરણુનો કીલ્લો બનાવ્યો.

૩૫ દેવોએ પોતાના મુખ જોવાને માટે જાણે દર્પણુ જેવા બનાવ્યા હોય તેમ તે કિલ્લામાં જુદી જુદી જાતનાં રત્નોથી કાંગરાની શ્રેણી બનાવી

૩૬. જ્યોતિષ દેવોએ તીર્થંકર પ્રભુની ભક્તિના રાગથી હૃદયનુંજ નિર્માણુ કર્યું હોય તેવો બીજો સુવર્ણનો કિલ્લો બનાવ્યો.

૩૭. તેમાં દેદીપ્યમાન રત્નમય કાંગરાની શ્રેણિ અંધકારનો નાશ કરતી હતી કે બધા દ્વીપોનો સૂર્ય સમૂહ જે અંધકારને નાશ કરવા માટે સમર્થ ન થઈ શકે.

૩૮. ભુવન પતિ દેવોએ રજતનો કીલ્લો એવો બનાવ્યો કે જાણે પૃથ્વીને ધારણુ કરવા માટે શેષનાગજ તીર્થંકર પાસેથી શકતી મેળવવા માટે કુંડલી બનીને આવ્યો હોય તેમ શોભવા લાગ્યો.

૩૯. તેમાં સુવર્ણ મયી મહા પ્રકાશવાલી કાંગરાની શ્રેણિ તેવિ શોભે છે. કે જાણે તારાઓને બેસવા માટે અત્યંત ચમકતી ભદ્ર પીઠજ જાણે હોયને.

૪૦. દરેક કિલ્લ.માં સમાન પ્રમાણુવાળાં ચાર દ્વાર હતાં અહિ બારે પર્ષદા સુખ પૂર્વક પ્રવેશ કરે એમ માનીનેજ તે તે પ્રમાણે દ્વાર બનાવ્યાં.

૪૧. લાખોને કરોડ રૂપીએ પણુ જે બની શકે તેવી વિચિત્ર તોરણુ અને ધજાઓથી સમવસરણુ શોભ્યું.

૪૨ નવીન ધૂપથી ભરેલી ધૂપઘડીઓ, તેની આગળ અત્યન્ત થતા ધુમરાશીના બાનાથી આકાશમાં મેઘાડંબર થયો હોય તેમ શોભી.

૪૩. દેવોએ દરેક દ્વારમાં સ્વર્ણ કમલ યુક્ત વાવડીઓ બનાવી કારણુકે અહિં સ્નાન કરી કરીને માનવો પ્રભુની પૂજા કમલો વડે કરે.

૪૪. પૂર્ણ ભક્તિવાળા દેવોએ ભગવાનને બેસવા માટે ઇશાન દિશામાં સુશોભિત મણીઓ વડે દેવ છંદો (વિશ્રામ સ્થાન) બનાવ્યું.

૪૫. પૂર્વ દિશામાં સુવર્ણ જેવી કાંતિવાળા મહાન પરાક્રમી બે વૈમાનીક દેવો દ્વારપાલ તરીકે રહ્યા.

૪૬. દક્ષિણ દ્વારમાં શુકલ ધ્યાનની છાયા તેજ જાણે પ્રગટ કરતા હોય તેમ બે વ્યંતર દેવો દ્વારપાલ બન્યા.

૪૭. રાતા વર્ણવાળા બે જ્યોતિષ દેવો લોકોને રાગી બનાવવાની ઇચ્છાથી પશ્ચિમ દ્વારપાલ બન્યા.

૪૮. ઉત્તર દિશામાં શ્યામ વર્ણવાળા ભુવનપતિ બે દેવો દ્વારપાલ બન્યા કયો ભાગ્યશાળી ઉચિતની ઉપેક્ષા કરે ?

૪૯. સુવર્ણ કિલ્લાના ચારે બાજુ અનુક્રમે પ્રથમ દ્વારે વિજયા દેવી બીજા દ્વારે જયા ત્રીજા દ્વારે અજિતા અને ચોથા દ્વારે પરાભવ નહિ પામનારી શ્રી વિજિતા દેવીઓ દ્વાર પાલીકા બની.

૫૦. ચંદ્ર વિકાસી અને સૂર્ય વિકાસી કમળના જેવી કાંતિવાળી દરેક દેવીઓએ બે હાથમાં પાસને અંકુશને બીજા બે હાથમાં ભયનાશકારક બે મુદ્દગરો ધારણ કર્યા હતા.

૫૧. રૂપાના ત્રીજા કિલ્લાનાં ચારે દ્વારો આગળ ગળામાં મનુષ્યના મસ્તકની ખોપરી વાળા અને મુકુટમાં મોટી જટાથી વિભૂષિત તુમ્બરૂ જાતિના દેવો શોભતા હતા.

૫૨. પ્રથમ કિલ્લાના મધ્યમાં વાણવ્યંતર દેવોએ ચારસો એંસિ ધનુષ્ય પ્રમાણ ઉંચું મોટું ચૈત્ય વૃક્ષ બનાવ્યું.

૫૩. ઇન્દ્ર ચૈત્ય વૃક્ષની નીચે જુદા જુદા વર્ણવાળી એક ધનુષ પ્રમાણ ઊંચી અનેક જાતિનાં રત્નોની પીઠીકા બનાવી.

૫૪ વાણવ્યંતર દેવોએ તે ચૈત્ય વૃક્ષની ઉપર નિર્મળ મણિ અને રત્નોનો ત્રણ લોકની આંખ રૂપી ભ્રમરને માટે કમળ જેવો કાન્તિથી સૂર્યને પણ પરાસ્ત કરે તેવો દેવ-છંદો બનાવ્યો. .

૫૫ તે દેવ છંદાની અંદર સન્મુખ મણિરત્નો વડે સિંહાસન પૂર્વ સન્મુખ બનાવ્યું જેથી કરીને શ્રી વત્સરત્નોથી શોભતી લક્ષ્મી ભૂમિ શોભી.

૫૬ જેમ રાજા આગળ બેઠેલો યુવરાજ શોભે તેમ તે સિંહાસનની નીચે અદ્દભુત મણિઓનું બનાવેલ પાદપીઠ શોભ્યું

૫૭ પ્રભુજીનું ત્રણે લોકમાં શ્રેષ્ઠ પણું જણાવવા માટે મસ્તક ઉપર પૂર્ણિમાના ચંદ્રમા-જેવા ઉત્તમ ત્રણ છત્રો રત્નોના શોભવા લાગ્યા.

૫૮ વાણવ્યંતર દેવોના બે હાથમાં રહેલા બે ચામરોના બાનાથી પ્રભુજીની આગળ સાધુ અને શ્રાવક વર્ગના ધર્મે આશ્રય કરાયેલા છે

૫૯ સમવસરણના દ્વાર આગળ પાપને નાશ કરનાર સુવર્ણનાં કમળ ઉપર રહેલું ધર્મ-ચક્ર શોભતુ હતું ને બીજા કરવા યોગ્ય સર્વ કાર્યો વ્યંતર દેવો કરતા હતા.

૬૦ ઉપરોક્ત સ્વરૂપવાળા શ્રી શાંતિનાથ પ્રભુજીએ ચારે જાતિના કોટીકોટી દેવોથી પરિવરેલા અને સ્થિતિના જાણકાર સમવસરણમાં જવા માટે પ્રયાણ કર્યું.

૬૧ સુવર્ણ વર્ણવાળા પ્રભુજી આગળ વ્યંતર દેવોએ વિકસ્વર નવકમળની રચના કરી.

૬૨ જેટલામાં બન્ને સુવર્ણ કમળો પર પ્રભુજી પગ મૂકી ચાલે છે. તેટલામાં તો આગળ બીજા સાત સાત કમળની રચના જલ્દી જલ્દી થઈ જાય છે

૬૩ પ્રભુજીના પગ નીચે સુર્વણ કમલો જોઈ સુરો બોલ્યા, કે સુવર્ણને પણ નીચે કરવાથી નિર્ગ્રંથના સમૂહ રૂપ મસ્તકમાં મુગટ સમાન ભગવાન વંદનીય બન્યા.

૬૪ હે રાજન્ પ્રગટ અતિશય વાળા કેવલ જ્ઞાનથી શોભતા શરીર વાળા લક્ષ્મીના સ્થાન રૂપ સમોસરણમાં પૂર્વદ્વારમાં પ્રવેશ કર્યો.

૬૫ સમતાના ઘરસ્વરૂપ પ્રભુ ચૈત્ય વૃક્ષની પ્રદક્ષિણા કરીને ભાદરવા માસના ગાજતા મેઘ જેવી વાણીમાં શ્રી તીર્થાય નમો નમઃ એમ બોલતા પ્રભુ નમ્યા.

૬૬ પૂર્વ દિશા સન્મુખ સિંહાસન ઉપર બેઠચા ત્યારે દેવોએ બીજી ત્રણ દિશામાં પ્રભુની સરખા વર્ણ રૂપવાળા ત્રણ બિંબોની સ્થાપના કરી.

૬૭ વ્યતર દેવો એ બનાવેલા તે શરીરોથી પ્રભુ ચાર શરીરવાળા થયા તે એમ જણાવે છે કે એકી સાથે ચારેય પ્રકારના ધર્મને કહેવા માટે જ અથવા ચાર પ્રકારના સંઘનું શાસન કરવા માટેજ તેવા બન્યા હોય તેમ શોભવા લાગ્યા.

૬૮ જ્યાં વિરોધનુ નામ દેખાતુ નથી તેનું વર્ણન કઈ રીતે કરી શકાય કારણ કે સમવસરણમાં દેવોને દૈત્યો પ્રીતિ ધારણ કરી મિત્રની જેમ સોભે છે.

૬૯ સંસારી જીવોના અંતરંગ શત્રુઓ કામ ક્રોધને દેશવટો અપાવતા શાંતિનાથ ભગવાનના મહિમાને ગાતી આકાશમાં દેવોની દુંદુભિ વાગી.

૭૦ તે ત્રણે કિલ્લાની જ આગળ નજીક આવતા પુણ્યશાળીના કીર્તિસ્તંભો જ ન હોય તેવો ઈન્દ્ર ધ્વજ શોભવા લાગ્યો.

૭૧ વૈમાનિક દેવીઓ આનંદથી પૂર્વ દ્વારે પ્રવેશ કરી પ્રભુને પ્રદક્ષિણા કરી પછી નમસ્કાર કરી—

૭૨ સાધુ સાધ્વીની મર્યાદા વાળી જગ્યાને છોડીને આગળ અગ્નિખુણામાં બેઠી. શું અવધીજ્ઞાની દેવો જાણતા નથી ? જાણેજ ૭૧ થી ૭૨

૭૩ બાકીની ત્રણે નીકાયની ભુવનપતિ-વ્યંતર અને જ્યોતિષ્ક નિકાયની દેવાંગનાઓ એ દક્ષિણ દિશાથી પ્રવેશ કરી પ્રદક્ષિણાદિ સર્વ પૂર્વ વિધિ કરી નૈઋત્ય ખુણામાં જઈ ને બેઠી.

૭૪ જ્યોતિષ ભુવનપતિ-વ્યંતર આદિ ત્રણ નિકાયના દેવો પશ્ચિમ દ્વારેથી પ્રવેશ કરી મર્યાદા પૂર્વક વિધિ કરી વાયવ્ય ખુણામા જઈ ને બેઠા.

૭૫ વૈમાનિક દેવો મનુષ્યો ને માનવી-સ્રીઓ ઉત્તર દિશામાં પ્રવેશ કરી પ્રભુને વંદન કરીને ઈશાન ખુણામાં બેઠા.

૭૬ સમોવસરણમાં તીર્થંકર ના મહા પ્રભાવથી જરાપણ ભય નહોતો ખરાબ વાતો પણ નહોતિ મત્સર ભાવ તો દેખાતો જ નહોતો કોઈ પ્રકારનું દુઃખ પણ નહોતું-તેમ કોઈનું દબાણ પણ નહોતું.

૭૭ પ્રથમ કિલ્લાના મધ્યમાં સિંહને હાથી જેવા સકલ વૈરી તિર્યંચો પણ માંહો માંહે પ્રેમી બનીને સુખ પૂર્વક રહ્યા.

૭૮ ને છેલ્લા ત્રીજા કીલ્લામાં રાજાને દેવોના શત્રુઓ વિદ્યમાન છતાં પણ મિશ્ર થવા છતાં પણ પીડા રહિત હતા તે પ્રભુનો જ મહિમા છે.

૭૯ ઉદ્યાન પાલકો જલ્દી ચક્રાયુધ આગળ આવીને હે રાજન્ ત્રણ લોકના નાથને આજે કેવળજ્ઞાન થયાની વધામણી આપીએ છીએ.

૮૦ તે સર્વેને રાજાએ યથા યોગ્ય સન્માન કરી જલ્દી પ્રભુ પાસે વંદન કરવા ચાલ્યા પુણ્ય કાર્યોમાં કયો પુરુષ પ્રમાદ કરે?

૮૧ પાંચ અભિગમ સાચવી રાજાએ વિનય પૂર્વક નમી ઉત્તર દિશામાં પ્રવેશ કર્યો.

૮૨ હે સર્વજ્ઞ! પ્રભુ પ્રથમ તમારી સેવા કર્યા વિના ત્રણ દુર્ગતિ રૂપ આ સંસારમાં હું ભમ્યો આ પ્રમાણે બોલતો તેણે પ્રભુની ત્રણ પ્રદક્ષિણા કરી

૮૩. શાંતિ જિનના દર્શનથી હું આજે ઘણોજ આનંદ અનુભવું છું. આવા આનંદના આસુવાળા થયેલા રાજાએ આથી મને શું એમ વિચારી આંસુ લોહિ નાખ્યાં.

૮૪. રાજાઓમાં ઉત્તમ ઈન્દ્ર જેવાં ચક્રાયુધ રાજાએ ભકિત પૂર્વક પ્રણામ કર્યો, અને મસ્તકે અંજલી જોડી પ્રભુની સ્તુતિ કરવા લાગ્યો.

૮૫. બૃહસ્પતિ જેવી મારી શ્રેષ્ઠ બુદ્ધિ નથી, શેષ નાગના મુખમાં હજારો જીભો જેવી મારે જીભ પણ નથી. તો પણ તમારો આશ્રય પામેલો હું તમારામાં રહેલા કેટલાક ગુણોની સ્તુતિ કરીશ.

૮૬ હે જિનેશ્વર જેમ ગરુડથી સર્પોના કુળ આનંદ રહિત બની જાય તેમ તેમ પોતાની શકિતથી મોક્ષ માર્ગના બાધક આઠ કર્મોને શાત કર્યા.

૮૭. સર્વત્ર ઠેકાણે મહા પરાક્રમી મોહ રૂપી સિંહને તમે જીતી લીધો એક સિંહ બીજા સિંહને જિતવા માટે શું પરાક્રમ નથી કરતો ? કરે છે.

૮૮, શરીર ઉપરની રજ દૂર કરનાર ગંગાના પવિત્ર જલ જેવી તમારી ત્રણ ભુવનને ઉપકાર કરનારી પવિત્ર વાણી ભવ્ય જીવોનો આત્મ દોષ દૂર કરી મોક્ષ સ્થાને પહોંચાડીને પછીજ પાછી ફરે છે.

૮૯. કલ્પવૃક્ષ જડ હોવા છતાં દેવોને પણ ઈચ્છિત આપે છે. તો હે પ્રભુ તમારુ નામ સ્મરણ કરનાર ભવ્ય જીવો ઇચ્છીત મેળવે એમાં શું આશ્ચર્ય ?

૯૦. મલ્લિકા વિગેરે બીજા પુષ્પો હોવા છતાં ભ્રમરનું ચિત્ત માલતી પુષ્પમાં જ રહે તેમ બ્રહ્માદિ દેવો હોવા છતાં મારુ મન આપના ચરણ કમલોની સેવામાં જ રહે છે.

૯૧ જે આપના ચરણને સેવે છે, તે લક્ષ્મી અને ગુણોને મેળવે છે તે વિદ્વાન્ થાય છે. વળી આપની આદર પૂર્વક ભક્તિ કરે છે તેને મુકિત આદિ દુર્લભ નથી.

૯૨. હે શાંતિનાથ આપના ચક્રવર્તી રાજ્યની ઈચ્છા નથી. તેમ દેવલોકમાં ઈન્દ્ર બનવાની ઈચ્છા નથી, પરંતુ ભવોભવમાં તમારા ચરણની સેવા માગું છું.

૯૩. ઇન્દ્ર અને ચક્રાયુધ રાજાએ પ્રભુના ઉજ્જવલ ગુણોની પ્રશંસા કરી પોતાના મસ્તકને ઉત્તમાંગ તરીકે સાર્થક કરવા નમસ્કાર કર્યો.

૯૪ ધર્મ રૂપી નાવ હોવા છતાં સંસારમાં ડુબતા ભવ્ય જીવોને તારવા માટે પ્રભુએ અનુપમ પાંત્રીશ ગુણવાળી વાણીમય ધર્મદેશના આપી.

૯૫. દક્ષિણાવર્ત શંખ ધનવૃદ્ધિનું કારણ છે. ચિંતામણિ રત્ન ઇચ્છિત ને આપે તેમ મુક્તિનું કારણ માનવભવ જીવોને પામવો અત્યંત દુર્લભ છે.

૯૬. સર્વે અર્થોની સિદ્ધિ સાધી આપનાર મહાન પુણ્યોદયે પ્રાપ્ત થયેલા માનવ ભવને પામીને ભવ્ય જીવો સંસારના બંધનમાં કારણ રૂપ પ્રમાદ નો ત્યાગ કરો.

૯૭. શેઠ નોકરને કહે છે-તને જે કામ મેં કિધું તે તેં કર્યું કે નહિ ! આવું કેટલાક જીવોને સાંભળવું પડે છે તે પ્રમાદનું જ ફળ છે.

૯૮. જન્મ લઈ ને નોકરી કરવી, ચારે તરફથી અપમાન સહેવું, દરિદ્રતા-ઇષ્ટનો વિયોગ વિગેરે આવા પ્રમાદથી કયુ અનિષ્ટ નથી મળતું !

૯૯. ચાર ગતિ જ જેને પ્રિય છે એવા કષાયો જો માર્ગમાં રોકનાર ન બનતા હોય તો મોક્ષનાં સુખ કયા પ્રાણીને સ્વાધિન ન થાય ? બધાંને થઇ જાય.

૧૦૦. સંસાર રૂપી રાજાના આજ્ઞાપાલક સેવકો સરખા કામ ક્રોધાદિ ચારે કષાયોને ક્ષમાદિ મહા શુભટો વડે જીતી ભવ્યજીવો મોક્ષમાર્ગ પ્રાપ્ત કરે છે.

૧૦૧. ક્રોધમાં આવેલા માણસ પિતા, માતા, મોટાભાઈ, પુત્ર કે શેઠને કોઈનેય માન-નીય ગણતો નથી.

૧૦૨. ચંદ્રની કલાને જેમ રાહુ ઢાંકી દે છે તેમ લાંબા કાલથી પાલન કરેલી પ્રીતિને ક્રોધ ક્ષણ વારમાં નાશ કરે છે એવા ક્રોધને કયો બુદ્ધિમાન પુરુષ સેવે ?

૧૦૩. વૃક્ષ સાથે રહેલો અગ્નિ વૃક્ષનો નાશ કરે છે તેમ તપસ્વી પુરુષનો ક્રોધ ક્ષણ વારમાં પોતાના તપને બાળી નાખે છે.

૧૦૪. વાદળ હોવાથી સૂર્યનો પ્રકાશ ઢંકાઇ જાય તેમ અભિમાન કરવાથી સર્વે પદાર્થ ઉપર પ્રકાશ પાડનારૂં જ્ઞાન પણ આવૃત થઇ જાય છે. માટે તેવા માનનો કોણ આશ્રય લે ? કોઇ નહી.

૧૦૫. રંજીત થયેલા ઉત્તમ ગુણોએ પોતેજ આવીને જેને રાજ્ય ઉપર સ્થાપન કર્યો છે તે વિનયને જે માન નષ્ટ કરે છે તે માનને કયો પંડિત સેવે ?

૧૦૬. જે ગર્વ રૂપી પર્વત પર ચઢી બધાને નાના માને છે અને પોતાના શ્રેષ્ઠ ભાઈ ભાંડુઓ આવવા છતાં સન્માન વિગેરે પણ કરતો નથી તે માનનું જ ફલ છે

૧૦૭. અભિમાનથી જે રાજાદિના સન્માનને પામી શકતો નથી તે દુર્ગમ દુર્ગતિના દુઃખોને અનુભવતો વિના મોતે મરેલો જ છે.

૧૦૮ ભોળા જનોને છેતરનારી વેશ્યાની માયાને દૂરથી જે છોડી દેતો નથી તે બંને લોકના સ્વાર્થને બગાડે છે.

૧૦૯ દુરાગ્રહી–અતિ વિષવાલી સર્પિણી રૂપી જે માયાને જેઓ સ્પર્શેલા તેમજ ડંખાયેલા પુરુષ ફરી પુણ્ય રૂપી જીવનને પામતા નથી.

૧૧૦ વિવેકી મનુષ્યો પરલોકના સાધન તરીકે પુણ્યને માને છે તેવા મનુષ્યો માયાનો આશ્રય કેમ કરે કારણ કે માયા કરવાથી પાપ થાય છે.

૧૧૧. જે બુદ્ધિમાન મનુષ્ય સરલતા વિના માયાને જીતવા ઇચ્છે છે તે વિના જાંગુલી મંત્રે પન્ન નાગણીને પકડવા ઇચ્છે છે.

૧૧૨. લોભથી મનુષ્ય હિંસા સેવે છે, જુઠ્ઠું બોલે છે વસ્તુની ચોરી કરે છે પરસ્રીને ઇચ્છે છે અનેક વસ્તુઓનો સંગ્રહ કરે છે લોભી કયું પાપ કરતો નથી ?

૧૧૩. દુઃખનું પ્રધાન કારણ લોભ છે. તેથી મોક્ષ મેળવવાને માટે લોભને છોડો ને તેનો નાશ કરવા માટે સુખનું કારણ સંતોષ અને સત્યનો સ્વીકાર કરો.

૧૧૪. હાથીઓને જન્મ ભૂમિ વિન્ધ્ય ગીરીનો વિરહ–રેવા નદી ની જલક્રીડાનો વિરહ પોતાની પ્રેમીકા હાથીણીના સંયોગનો વિરહ તીક્ષ્ણ અંકુશના મારને સહન કરવો– આ બધી દુર્દશા વિષય ભોગની ઇચ્છાથીજ સહવી પડે છે.

૧૧૫ જે મત્સ્ય કામદેવની ધજામાં રહેલો છે. હંસની કલાની જેમ દૂધ પાણીના સ્વાદને લઈ શકે છે જેમ ઊંડા નિર્મલ જલોમા સજ્જન પુરુષના ચિત્તની જેમ વિચરી શકે છે તેવો મત્સ્ય પણ જીભની લોલુપતાથી જાલમાં પડીને મૃત્યુ પામે છે,

૧૧૬. સુગંધી ખીલેલા માલતી પુષ્પને ત્યજી તેમજ આંબાની મંજરીની સુગંધને છોડી હાથીના કપોલ પર રહેતા મદના ગંધની લોલૂપતાથી તેના ઉપર બેસતો ભ્રમર વારંવાર હાલતા હાથીના કાનના મારથી જલ્દી મરણ પામે છે.

૧૧૭ બ્રહ્માએ પક્ષી, મનુષ્ય, બળદ જાતિ કરતાંય વધારે ભમવા માટે ભ્રમરને છપગને ચાર પાંખો આપી છે. તો પણ તે ગંધના લોભથી જ મરણ પામી જાય છે.

૧૧૮. જન્મથી માંડી આંખનું દૂષણ જો જાય નહી વળી અનેક વિધ રૂપો જોવામાં તલ્લીન બનીને બલવાન પાંખો પામીને પણ દિવાને સુવર્ણ સમજતુ પતંગીયું દીપકમાં પડી મરી જાય છે,

૧૧૯. જે હરણ વાયુનુ વાહન છે જેના નેત્રોની ઉપમાથી સ્રીઓને બોલાવવામાં આવે છે તેવો મૃગ પોતાનું રક્ષણ કરવા અમૃત પાનની ઇચ્છાવાળા ચન્દ્રની સેવા કરે છે. તેજ ગીત સાંભળવામા તલ્લીન બની પારધિના બાણો વડે માર્યો જાય છે.

૧૨૦. એક એક વિષયમાં લીન બનેલો જીવ પણ જો મરી જાય છે તો સેવન કરાતા પાંચેય ઇંદ્રિયોના વિષયો મરણ માટે કેમ ન થાય ? તેજ કારણથી હે ભવ્ય જીવો સંયમ રૂપી રત્નોને લૂંટવામાં તલ્લીન બનેલા કામ ક્રોધાદિકને જીતવા માટે ચારે તરફ વિવેક રૂપી પહેર ગીરોને સ્થાપી મોક્ષપદનું આલંબન લો.

૧૨૧. સમગ્ર ઇંદ્રિયોની ઇચ્છા પ્રમાણે પ્રવર્તાવવાથી એકઠા મળેલા વિષયોમાંથી હે પંડિતો ચિત્તને જ્યાં સુધી વિમૂખ નહીં બનાવો ત્યા સુધિ દુર્ગતિમાં પડતાને રોકવામાં સમર્થ જિનભાષિતનિર્મળધર્મને શુદ્ધ સ્વરૂપે કેવી રીતે જાણશો ?

૧૨૨. શંકર ત્રણ ચક્ષુ વડે, રાજા પ્રભુ મંત્ર અને ઊત્સાહ એ ત્રણ શક્તિ વડે, સાધુ મન-વચન-કાયાની ગુપ્તિ વડે શોભે તેમ શ્રેષ્ઠ ધર્મ પણ ત્રણ રત્ન વડે જ શોભે છે.

૧૨૩. તે સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર એમ રત્નત્રયીને જિનેશ્વર ભગવંતોએ મોક્ષ માર્ગ કહયો છે. અને તેજ પ્રાપ્ત કરેલાં પાપોના ક્ષયનું કારણ છે.

૧૨૪. પ્રભુએ કહેલી રત્નત્રયીની આરાધના કરી ભવ્યો રાગ રહિત બની પૂર્વે મોક્ષમાં ગયા. વર્તમાનમાં આરાધન કરી મોક્ષે જાય છે અને ભવિષ્યમાં આરાધન કરશે તે રાગ રહિત બની મોક્ષે જશે. તેથી હે ડાહ્યા માણસો ? તમો પણ સારી રીતે સમજી ધ્યાનમાં લીન બની ત્રણ રત્નનું આરાધન કરો કારણકે ઉગ્ર કર્મનો નાશ કરવામાં બ્રહ્માસ્ત્ર સરખી આ રત્નત્રયી છે. ॥ ૧૨૪ ॥

૧૨૫. બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, અલંકારમાં હીરા જેવો સુશોભિત ચક્રાયુધ રાજા અમૃત દેશના સાંભળી બોલ્યો હે પ્રભુ ? મોહરૂપી અંધકારને છેદવામાં શરદઋતુના સૂર્યના પ્રકાશ સરખી તેજસ્વી દીક્ષા મને આપો.

૧૨૬. ભગવાને કહ્યું કે હે રાજન ! તું પ્રમાદ કર નહીં. ચક્રાયુધ રાજા ઘેર જઈ પુત્રને રાજ્ય ઉપર બેસાડી ભૂમિધન વિગેરેનું દાન કરી હાથી ઉપર બેસી પરિવાર સહિત પ્રભુ પાસે આવી નમસ્કાર કરી બોલ્યો. "હે પૂજ્ય ! તારો," એમ ઊંચેથી બોલી પુણ્યશાલી રાજાએ દીક્ષા ગ્રહણ કરી.

૧૨૭. પ્રભુની વાણીમાં રહેલા ૩૫ અતિશયોની જેમ મોક્ષના અભિલાષી સદ્ગુણ પ્રધાન પાંત્રીશ રાજાઓએ તેની પાછળ દીક્ષા ગ્રહણ કરી મુનિઓમાં શ્રેષ્ઠ તેઓને ગણધર પદે સ્થાપ્યા. અને ચક્રાયુધાદિ ગણધરોને શાંતિનાથ ભગવાને ઉત્પત્તિ વિનાશ અને ધ્રુવથી પ્રસિદ્ધ ત્રિપદી સંભળાવી.

૧૨૮. છત્રીશ ગુણના ધારક પાંત્રીસ ગણધરોએ તે ત્રિપદીને અનુસારે ઉદાર હૃદય રૂપી ભૂમિમાં બાર અંગોની રચના કરી. શાંતિ જિનેશ્વરે તેવા યોગ્ય જીવોને સેવા કરવા માટે ગણધર પદવીથી વિભૂષિત કર્યા તે ઉચિત જ છે.

૧૨૯. શાંતિ જિન પાસે મનુષ્યોની સ્ત્રીઓએ પણ વૈરાગીબનીને દીક્ષા ગ્રહણ કરી. ઘણાય પુરુષો અને સ્ત્રીઓએ શ્રાવક ધર્મ સ્વીકાર્યો અને પહેલો પહોર પુરો થયા પછી શ્રમને દૂર કરવા માટે પ્રભુ દેવછંદામાં પધાર્યા.

૧૩૦. પછી પ્રથમ ગણધર ચક્રાયુધ પ્રભુના પાદપીઠ ઉપર બેસીને ભવ્યોના કલેશનો નાશ કરવા માટે અદ્વિતીય દેશના રૂપ ધર્મ કથા કરી. તે સાંભળીને સર્વ માનવો પોતપોતાને સ્થાને ગયા.

૧૩૧. જમણા હાથમાં બીજોરાને ધારણ કરતો, ડાબા હાથમાં માળા અને નોળીયાને ધારણ કરતો, ડુક્કર સરખા મુખવાળો, ભાદરવાના મેઘની જેવી કાંતિવાળો, હાથીથી જોડાયેલા રથ ઉપર બેઠેલો, જગતમાં શ્રેષ્ઠ પ્રભાવશાળી ગરૂડ યક્ષ શાંતિનાથ ભગવાનના તીર્થમાં શાસન સેવાનો અધિકારી યક્ષ બન્યો.

૧૩૨. શ્રી શાંતિનાથ ભગવાનના તીર્થમાં સ્ત્રી સમૂહથી યુકત નિર્વાણી દેવી–શાસનદેવી તરીકે પ્રસિદ્ધિને પામી. જેના પહેલા જમણા હાથમાં પુસ્તક, બીજા હાથમાં કમલ તેમજ ડાબા હાથમાં પદ્મ અને બીજા ડાબા હાથમાં કમંડલ ધારણ કરેલાં શોભે છે.
શ્રી શાંતિ પ્રભુ ભવ્ય જીવ રૂપી કમલોને ઉપદેશ દ્વારા વિકાસ કરો.

૧૩૩. ગરૂડ યક્ષ અને નિર્વાણી દેવીથી નિત્ય સેવાતા, મોટા મોટા પંડિતોથી ઉપાસના કરાતા, સમતા રૂપી ખજાનાને સૂર્યની જેમ ઊલ્લાસ પમાડતા, ક્ષીણ ચંદ્રને વધારતા, પૃથ્વી તલને પાવન કરતા, શ્રી શાંતિનાથ ભગવાન ભવ્ય જીવો રૂપી કમલોના વિકાસ રૂપ કલ્યાણ કરતા વિહરવા લાગ્યા.

૧૩૪. અર્થ પૂર્વની જેમ જાણવો આ ૧૫મા સર્ગનો અર્થ પન્યાસ શ્રી પ્રિયંકર વિજયજી ગણિવર્યે સંપૂર્ણ લખ્યો છે.

# સર્ગ ૧૬મો

૧ કેવલજ્ઞાન વડે તથા અનુપમ શોભાવડે જે પુરુષોત્તમ જણાય છે તેવા શ્રી શાંતિનાથ ભગવાન તમારા આનંદને વિસ્તારો.

૨ અજ્ઞાન રૂપી તમનો નાશ કરતા અને પૃથ્વીને પાવન કરતા સૂર્ય જેવા શ્રી શાંતિનાથ પ્રભુ હસ્તિનાપુરમાં પધાર્યા.

૩ ઉદ્યાનપાલકો પાસેથી જિનેશ્વરમાં ચક્રવર્તી એવા પ્રભુનુ આગમન સાંભળીને કુરુચંદ્ર રાજા હર્ષપૂર્વક આવેલ પુરુષને સંતોષપૂર્વક દાન આપીને પ્રભુને નમવા ગયો.

૪ પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી અને નમી તથા ગણધરોને વંદન કરીને રાજાઓમાં અગ્રેસર એવો કુરુચંદ્ર યોગ્ય ભૂમિપર બેઠો.

૫ સરોવરના જલની જેમ સજ્જનોનો બોધ પરોપકાર માટે થાય છે તે પ્રમાણે રાજા બેસતે છતે જિન ચક્રવર્તી એવા પ્રભુએ ધર્મદેશના આપવી શરૂ કરી.

૬ હે ભવ્યો, અતિશય દુઃખે કરીને મેળવી શકાય એવા ચિંતામણિ રત્ન સરખા મનુષ્યભવને પામી, પ્રમાદ છોડી, તત્વને વિચારી, મોક્ષને માટે તમે ધર્મ આદરો.

૭ ડાહ્યા માણસો અહિં ઝેર, દુશ્મન તથા સિંહના ભયથી જેટલા ડરતા નથી તેથી વધારે, દુષ્ટ પરિણામવાળા અને લોકના સ્વાર્થને નાશ કરનારા પ્રમાદના ભયથી ડરે છે.

૮ ૧ મદિરાપાન, ૨ વિષય ઇચ્છા, ૩ કામક્રોધાદિનો સંગ, ૪ સ્ત્રી સેવન, ૫. પુણ્ય રૂપી વૃક્ષનો નાશ કરનાર વિકથાનો અનુરાગ પંડિતોએ પ્રમાદના આ પાંચે પ્રકાર બતાવ્યા છે.

૯ તેમાં મુખ્ય મદિરાનું સેવન છે. જેના સેવનથી આ ભવમાં ધનનો નાશ તથા પરભવમાં નરકનું દુઃખ પ્રાપ્ત થાય છે. સ્કંદિલ નામનો પુત્ર દુઃખ પામ્યો તેમ પામે છે.

૧૦ તે કહે છે—દક્ષિણાર્ધ ભરતમાં સમૃદ્ધિથી ભરપુર પૃથ્વીતિલક નામનું નગર હતું. ત્યાં પૃથ્વીની ઉપર ચંદ્ર સરખો, પૃથ્વીચંદ્ર નામનો રાજા પ્રજાને રંજન કરનારો હતો.

૧૧ દેવલોકની દેવાંગના જેવી અને ગુણોથી ભરપુર એવી તેને સુરસુંદરી નામે રાણી હતી. જેનું રૂપ જોવા માટે હજાર નેત્રવાળો ઇન્દ્ર ઉત્સુક ચિત્તવાળો થયો હતો.

૧૨ તેજ નગરમાં માનનીય, ધનાઢ્ય એવો શ્રી ચંદ્ર મહારાજ નામનો કુલપુત્રક હતો. તેને ચંદ્રકાન્તા નામે સ્ત્રી હતી, અને તેમનો સ્કન્દિલ નામે પુત્ર હતો.

૧૩ તે પછી માતાપિતાએ સ્કંદિલને સ્કન્દશ્રી નામની સરખી ઉંમરવાળી કન્યા સાથે પરણાવ્યો. તે પછી થોડા સમયમાં ચંદ્ર જેવી ઉજ્જવલ કીર્તિવાળો તેનો પિતા ચંદ્ર રાજા મૃત્યુ પામ્યો.

૧૪ એક દિવસ તેના દુર્ભાગ્યના ઉદયે મદિરાપાનમાં તે વ્યસની બન્યો. ખરેખર મનુષ્યને કુકર્મના ઉદયથી દુઃખે કરીને નાશ થાય એવું વ્યસન ઉત્પન્ન થાય છે.

૧૫ તેને ઉગ્રવ્યસની જાણીને પત્ની વડે સ્નેહભરી વાણીથી, અનેક સજ્જનો વડે પ્રયત્નોથી નિવાર્યો છતાં દુર્વ્યસનથી તે અટકયો નહિ.

૧૬ વડીલો વિનાનો નિરંકુશ વ્યસની બની સોનું, ધાન્ય, ગાયો અને ઘોડાઓ વિગેરે વેચી નાખ્યું. છેવટે ઘર પણ વેચ્યું.

૧૭ સજ્જન પુરુષો વડે પોતાની જ્ઞાતિમાંથી દૂર કરાયો. કોઈએ તે પાપીને સંઘર્યો નહિ. તો પણ કાંઇક ધન મેળવીને વ્યસનમાં ઉગ્રચિત્તવાળો તે મદિરા પીવા લાગ્યો.

૧૮ એક દિવસે રસ્તામાં ખરાબ વિચારવાળા ને મદિરા પીધેલા એવા તે સ્કન્દિલના રસ્તામાં આનંદ પ્રમોદ માટે જતો એવો રાજા સામે મળ્યો.

૧૯ રાજાના માણસોએ સામે રહેલા અને મદિરા પીધેલા એવા તેને જણાવ્યું કે 'અહિં રાજા આવે છે. માટે અહિંથી દૂર ખસીજા.'

૨૦ રાજાના માણસોની વાણી મદોન્મત્ત સ્કન્દિલે સાંભળી નહિ. તેથી રાજાના કોઈ સેવકે રોષથી તેનો હાથ પકડી ખસેડયો.

૨૧ તેણે દારૂના નશામાં ક્રોધી બની રોષથી તીક્ષ્ણ છરી કાઢીને સેવકને મારી નાખ્યો. આ વાત સાંભળી નીતિવાન રાજાએ તે સ્કન્દિલને હણ્યો જેથી તે મરી ગયો.

૨૨ મરણ પામી તે નરકમાં ઉત્પન્ન થયો. ત્યાં અત્યંત દુઃખો ભોગવી ધાન્યતિલક ગામમાં ગૃહસ્થ શિરોમણિ એવા શ્રી સંખદત્ત શેઠના ઘરમાં,

૨૩ મધુર વાણી બોલનારી એવી માધવીકા નામની સ્ત્રીની કુક્ષિએ વસંત નામનો પુત્ર થયો. ત્યાં પણ તેણે જીંદગીપર્યંત મદિરાનું વ્યસન છોડયું નહીં.

૨૪ દર્શન કરવા લાયક એવા તે ગામના ઠાકોર માર્ગમાં જતાં તે મદિરા પીધેલા વસંત વડે જોવાયા. ત્યાં તે વસંતે ગાળો આપી. જેથી રાજા ક્રોધિત થયો.

૨૫ તે રાજા વડે તુરત જ હણાયો, જેથી તે મરીને તિર્યંચ યોનિમાં જન્મ લઈ લઇ ફેર ભવ પામી મદિરા પીનારો દેવદત્ત થયો.

૨૬ વધતા એવા તેના દારૂના વ્યસનથી વિનયરહિત અને ચોરી કરવામાં દક્ષ તે દેવદત્ત કોઈ શેઠના ઘરમાં પેઠો.

૨૭ મધ્ય રાત્રિએ ચેકી કરતા કોટવાલ વડે તે ચોરીનું ધન લઈને જતો જોવાયો અને પકડાયો. પછી રાજાની આજ્ઞાથી સકલ લોકને દુઃખ દેનાર ચોરને મૃત્યુદંડ આપ્યો.

૨૮ આર્તધ્યાનથી મરી મોટો બળદ થયો. ત્યાં તેની પીઠ પર ભારને વહન કરતો તે બળદ ભૂખ અને તરસ વડે અત્યંત કદર્થનાપૂર્વક ઘણું દુઃખ પામ્યો.

૨૯ ત્યાંથી મરીને સંપત્તિથી ભરપુર અને સુંદર એવા વટકુઆ ગામમાં શેષરાજ કણબી અને નેદા માતાની કુક્ષિમાં સોમ નામે પુત્ર ઉત્પન્ન થયો.

૩૦ મંત્ર વગર સર્પ જેમ વિષનો ત્યાગ કરતો નથી, દુર્જન માણસ હૃદયમાં રહેલો વિકાર છોડતો નથી તેમ આ સોમે પણ જીંદગી પર્યંત મદિરાપાન છોડયું નહિ

૩૧ સૂર નામના કણબીની જાણે સૂર્ય વિમાનથી આવી ના હોય તેવી અપ્સરા જેવી શ્રીમાલીકા નામની કન્યાને ખરાબ કામો કરવામાં નિપુણ અને મદિરા પીને ઉન્મત્ત થયેલા તે સોમે બલથી પકડી, આલિંગન કરીને, ભોગવી.

૩૨ રાજાએ તેનો લિંગ છેદવાનો દંડ અપાવીને નગર લોકોને બોલાવી તેમનાં જોતાં જ તે દુષ્ટનો નાશ કર્યો.

૩૩ તે સોમનો આત્મા અંત્યકાલ સુધી દુઃખ ભોગવી મર્યો તે લાંબાકાલ સુધી આ સંસારમાં ભમશે તેથી લોકો બીજા વ્યસનોને દૂર રાખવા મદિરાપાનનો ત્યાગ કરો.

૩૪ ચંદ્રજેવા મુખવાળા હે કુરુચંદ્ર રાજા! વિષય લંપટ બનેલા જીવો આ સંસાર કેદખાનામાં પડીને કયા દુઃખો અનુભવતા નથી.

૩૫ પહેલા જડ બુદ્ધિથી સ્વીકારેલા અને પાછળથી તત્ત્વ જાણીને મૃગ તૃષ્ણિકાની જેમ કેટલાક મનુષ્યો ગુણવર્મા કુમારની જેમ વિષયોને તિલાંજલિ આપે છે તેનું વૃતાંત નીચે પ્રમાણે છે.

૩૬ સર્વદ્વીપોમાં શ્રેષ્ઠ એવા આ જબુદ્વીપમાં શ્રેષ્ઠ સૌર્યપુર નગર છે જેમ કમલોથી સરોવરનું જલ તેમ ઘરોની ધજા વડે લક્ષ્મીનું અનુમાન થાય છે.

૩૭ તેજ નગરમાં પ્રૌઢ પ્રતાપવાળો, બુદ્ધિમાન, દઢવર્મા નામે રાજા થયો. જેનું લડાઈમાં પરાક્રમ જોઈ શત્રુઓ નાશી ગયા.

૩૮ નામ પ્રમાણે ગુણવાળી ઉત્તમ કુલમાં જન્મેલી શીલશાલીની તેની પત્ની હતી. જેનું મનોહર રૂપ જોઈ લક્ષ્મી પણ પોતાના સ્વામીને ક્યારે પણ મુકતી ન હતી.

૩૯ તે શીલવતીએ એક રાત્રે સ્વપ્નમાં સૌમ્ય કાંતિવાળા ચંદ્રને મુખમાં પ્રવેશ કરતો જોયો, તેથી લોકના સુખને દેનારો ને ધર્મમાં સ્થિર એવો ગુણવર્મા નામે પુત્ર થયો.

૪૦ બધી નાની નદીઓ મોટી ગંગાની સાથે સમુદ્રમાં જલ્દી મલે તેમ ઉપાધ્યાયના સંગથી વિનીત આ કુમાર પાસે સંપૂર્ણ કલાઓ આવી ગઈ.

૪૧ શસ્ત્ર વિદ્યા તથા શાસ્ત્રોમા જાણકાર બનેલો યુવતિના ચંચલ નેત્રો રૂપી ભ્રમરો માટે કમલ જેવો કુમાર યુવા અવસ્થા પામ્યો.

૪૨ તે ગુણવર્માને પંડિતો ગુરુ સમજે છે, સ્ત્રીઓ તેને કામદેવ જાણે છે, પ્રજા લોક તેને જયંત (ઇંદ્રપુત્ર) સમજે છે અને યાચકો તેને કલ્પવૃક્ષ સમજે છે.

૪૩ વસંતપુર નામના નગરમાં તેજસ્વી ઈશાનચંદ્ર નામનો રાજા હતો. જેના યશ વડે જીતાયેલો શંકર ભસ્મ વડે પોતાના શરીરને ઉજ્વલ બનાવે છે.

૪૪ શુદ્ધ તપાવેલા સુવર્ણના જેવા વર્ણવાલી, તથા અપ્સરા જેવી કાંતિવાળી એવી કનકવતી નામે તેને પુત્રી હતી.

૪૫ રાજાએ દૂત દ્વારા બોલાવેલા મનોહર બધા રાજકુમારો પરિવાર સહિત જલ્દીથી સ્વયંવર ઉત્સવમાં તેના નગરમાં આવ્યા.

૪૬ દૂત વડે આમંત્રણ અપાયેલો અને પિતા દ્રઢવર્મ રાજાની આજ્ઞા મેળવી ગુણવર્માકુમાર તે નગરમાં આવ્યો.

૪૭ ઈશાનચંદ્ર રાજા વડે સામે આવી સત્કાર કરાયેલો, ગવૈયા ભટ્ટ ચારણને ઇચ્છિત દાન આપતો, કલ્પવૃક્ષ જેવો ગુણવર્માકુમાર આપેલા મહેલમાં દિવસ પસાર કરવા લાગ્યો.

૪૮ કુતૂહલ જોવામાં ઉત્સુક ચિત્તવાળો કુમાર પોતાના નેત્રને સફલ માનતો એક વખત સ્વયંવર મંડપમાં ગયો.

૪૯ સ્વયવર મંડપ જોવા માટે આવેલો ગુણવર્માકુમાર રત્ન સ્તંભમાં પોતાની છાયા વડે અનેક રૂપધારી દેખાવા લાગ્યો.

૫૦ સૌન્દર્યથી શોભતી પુતળીઓ વડે મનોહર સ્વયંવર મંડપને ગુણવર્માકુમાર જોતો હતો ત્યારે સ્વયંવરા કનકવતી આવી પહોંચી.

૫૧ સખીઓથી પરિવરેલી, તારામંડલમાં ચંદ્રની રેખા જેવી અને સ્વકાન્તિથી દિશાઓને શોભાવતી મંડપને જોવા લાગી.

૫૨ રતિ કરતાં અધિક રૂપવાન રાજપુત્રી, આવેલા રાજકુમારને જોઈ જાણે કામદેવના બાણોથી વિંધાયેલી હોય તેમ કાંઈક વિચારવા લાગી.

૫૩ સેનાની તરીકે પ્રખ્યાત બનેલો શું આ મહેશપુત્ર છે? કે લક્ષ્મીપુત્ર પ્રદ્યુમ્ન–કામદેવ છે? અથવા ત્રીજો અશ્વિનીકુમાર છે?

૫૪ અનુપમ એવું આ રૂપ દેવતાઓમાં તેમજ દૈત્યોમાં નથી. જો હોત તો દ્રવ્ય ગુણાદિનું વર્ણન કરનાર મહાકવિઓ પોતાના કાવ્યમાં વર્ણન કેમ ના કરત? માટે આવું રૂપ ક્યાંય દેખાતું નથી.

૫૫ પંડિતો વડે પ્રશંસિત એવો કુશલ મનુષ્ય આ લોકમાં હોય તો સ્વર્ગ વડે શું? અને તેની પ્રાપ્તિ માટે લોકો કેમ પ્રયત્ન કરે.

૫૬ બ્રહ્માએ ઘુણાક્ષર ન્યાયથી રચના કરતાં આવા પુરુષ રત્નને બનાવ્યો, બીજે ઠેકાણે આવો પુરુષ જોવામાં કે સાંભળવામાં ક્યાંય પણ આવ્યો નથી.

૫૭ જગતનું નિર્માણ કરવામાં નિપુણ બ્રહ્માનો પરિશ્રમ ત્યારે સફળ થાય જ્યારે કોમળ અંગવાળા આ પુરુષની સાથે મારો સંબંધ તે કરી આપે.

૫૮ આ દેખાવડા રાજકુમારને છોડી હું બીજા કોઈ પતિને વરીશ નહીં. આ પ્રમાણે વિચાર કરતી તે બલાત્કારથી સખિઓ વડે મહેલમાં લઈ જવાઈ.

૫૯ તે કન્યા પણ રાજપુત્રના મન રૂપી હંસને હરણ કરી ઘરે લઈ જતી છતાં કોઇએ જોઈ નહીં. વગર શીખ્યે કેવી ચતુરાઇ છે?

૬૦ કોઈ મહર્ષિના શાપ વડે ઇંદ્રાણી દેવલોકથી શું આવી છે? અથવા શું ઉર્વશી છે? આ પ્રમાણે વિચાર કરતો રાજકુમાર પણ પોતાના મહેલમાં ગયો.

૬૧ કામદેવના પાંચ બાણ વડે પોતાની ઇંદ્રિયોનું રક્ષણ કરતા ગુણવર્માકુમારે તેણીનું સ્મરણ કરતાં દિવસ પસાર કર્યો.

૬૨ રાત્રિનો પ્રથમ પહોર વીત્યા બાદ અત્યંત રાગ ધારણ કરતી કનકવતીએ દાસીઓ સાથે કોઈ વૃદ્ધાને મોકલાવી

૬૩ દ્વારપાલ વડે જણાવાયેલી કોઈ વૃદ્ધા સ્ત્રીએ કુમારની નજીક જઈને તેના હાથમાં આશ્ચર્યના સ્થાન રૂપ એવો ચિત્રપટ ભેટ આપ્યો.

૬૪ જુદા જુદા પ્રકારના વૃક્ષોના સમૂહોથી શોભતી એવી એક નગરી જેવી હંસીને જોઈ અને તેની નીચે એક શ્લોક જોયો.

૬૫ સ્વામીને જોવાના સમયે ઉત્પન્ન થયેલ અત્યંત રાગવાળી આ કલહંસિકા ખેદિત થયેલી તેને નહિ જોવાથી ફરી જોવા ઇચ્છે છે.

૬૬ દાસીની વિનંતીથી આ કુમારે તે કુમારીનો અભિપ્રાય સમજી તેણે હંસી જેવું જ રાજહંસનું રૂપ આલેખી તેવો જ શ્લોક નીચે લખ્યો.

૬૭ પ્રિયાને તે જ ક્ષણે જોવાથી ઉત્પન્ન થયેલા અત્યંત રાગવાળો આ હંસ હમેશા ઇચ્છિત સુખને મેળવવા ઇચ્છે છે.

૬૮ તે ચિત્રપટ લઈને વૃદ્ધ સ્ત્રીએ કુમારને તાંબુલ પુષ્પ વિગેરે વસ્તુ રાજકુમારીએ મોકલાવી હતી તે આપી.

૬૯ પોતાની વહાલી પત્નીએ વસ્તુ મોકલી હોવાથી રાજપુત્રે પોતે ગ્રહણ કરી. રાગથી વિહ્વલ બનીને તાંબુલ આદિ ખાઈને કૃતાર્થ કર્યું

૭૦ તેના ચિત્તની પ્રસન્નતા માટે કુમારે પણ પોતાનો હાર તે દાસીને આપ્યો ત્યારે દાસી બોલી, તમારે કન્યાને કાંઈ કહેવુ છે?

૭૧ કામદેવ સરખા કુમારે આંખથી સંકેત કરવાથી લોકો ચાલી ગયા પછી હોંશિયાર તે વૃદ્ધાએ સંપૂર્ણ વાત કહી.

૭૨ હે દેવ! રાજકુમારીએ વાણી વડે ને મારા દ્વારા બન્ને રીતે કહ્યું છે કે હે રક્ષક? પહેલી ક્ષણે મારું ચિત્તરત્ન હરણ કરીને તું નાસી ગયો છુ

૭૩ વરમાલા વડે તમને બાંધીશ. પરંતુ હે પ્રાજ્ઞ? જેટલામાં મારી પ્રતિજ્ઞા પરિપૂર્ણ અહીં થાય નહીં.

૭૪ તેટલામાં તમારે કાંઈ પણ ભોગ વાળી વાણી બોલવી નહીં. તે પ્રમાણે વૃદ્ધ સખી વડે કહેવાયેલી અને કુમાર વડે સ્વીકારાયેલી તે સરલદાસી પોતાને સ્થાને ગઈ.

૭૫ આજે ઇશાનચંદ્ર રાજાની કન્યા કયા પુણ્યશાલીને વરશે તે જોવા માટે સૂર્ય પોતે ઉદયાચલના ઉંચા શિખર પર ચઢી ગયો

૭૬ શૃંગાર યુક્ત વસ્ત્ર અલંકારોથી સુંદર રૂપવાળા બધા રાજપુત્રો કામને જીતવા માટે ઉંચા કૈલાસ પર્વત જેવા માંચડા ઉપર બેઠા.

૭૭ ઉચ્ચ શૃંગારિક વસ્ત્ર અલંકાર પહેરેલો સુંદર કાન્તિવાળો એવો આ કુમાર સિંહાસન ઉપર બેસીને ઉદયાચલ પર્વત ઉપર રહેલા ચંદ્રની જેવો શોભ્યો.

૭૮ પાલખીમાં બેઠેલી અને ઉત્પન્ન થયેલ છે કામના અંકુરા જેને એવી સખીઓથી પરિવરેલી તે રાજકન્યાએ સુંદર રૂપવાળા રાજકુમારોને જોયા.

૭૯ તેના ગોત્રપૂર્વક નામોના અનેક રીતે વર્ણન કરતી એક દાસી સાથે ધ્યાનપૂર્વક સાંભળ્યું ન સાંભળ્યું કરીને તેણી કુમારની પાસે આવી.

૮૦ પહેલાની પ્રશંસાઓ અને અત્યારે બોલાતી પ્રશંસાઓ સાંભળી આતુર ચિત્તવાળી તેણીએ કુમારના ગળામાં વરમાળા પહેરાવી.

૮૧ ઇશાનચંદ્ર રાજાએ શુભમુહુર્તે તે ગુણવર્મા સાથે વિવાહ કરી, કન્યાદાન સમયે હાથી ઘોડા વિગેરે શ્રેષ્ઠધન આપી, રાજા પોતાના આત્માને સાર્થક માનવા લાગ્યો.

૮૨ માગણ લોકોની ઇચ્છાથી અધિક દાન આપીને અને રાજાની રજા મેળવી કન્યા સહિત તે કુમાર પોતાને નગરે ગયો.

૮૩ મોટા ઉત્સવપૂર્વક રાજાએ પોતાની નગરીમાં પ્રવેશ કરાવ્યો પછી તે સ્ત્રીની સાથે પિતાએ આપેલા મહેલમાં રહ્યો.

૮૪ હવે કોઈ વખતે રાજકુમાર ગુણવર્મા સખીઓથી સેવાતી એવી કનકવતીના મહેલમા ગયો ત્યાં પ્રશ્નોત્તર રૂપે શ્લોકોની કડીઓથી લાંબો કાળ રમ્યો.

૮૫ તે પછી પોતાના મહેલમાં આવ્યો. વિલેપનસ્નાન કર્યા બાદ ભોજન વિધિ કરી સભામાં ગયો. તેટલામાં દ્વારપાલે આવી નમનપૂર્વક કુમારને કહ્યું.

૮૭ હે કુમાર! પરિવ્રાજક દ્વારમાં તમને જોવાની ઈચ્છા રાખતો ઉભો છે. કુમારે કહ્યું, તો તેને જલ્દી પ્રવેશ કરાવો. આ પ્રમાણે કહેવાયેલા એવા વિદ્વાન્ દ્વારપાલે તેને પ્રવેશ કરાવ્યો.

૮૭ તે ઉત્તમ ગુણભંડાર એવા કુમારની પાસે વિરૂપ આકૃતિવાળા એવા તાપસે તેને હૃદયથી આશિર્વાદ આપ્યો. સરલ કુમારે તેને ભદ્રાસન અપાવ્યું.

૮૮ તેને છોડી પોતાની સાથે લાવેલા આસન પર બેઠો. સત્કાર કરીને કુમારવડે આવવાનું પ્રયોજન પૂછાયું.

૮૯ હે કુમાર! તમને બોલાવવા માટે શ્રેષ્ઠ ભૈરવાચાર્યે મોકલેલો હું તેમનો શિષ્ય થાઉં છું. તેમને શું કામ છે તે હું જાણતો નથી.

૯૦ હે મુનિ! હું ત્યાં સવારે આવીશ. એ પ્રમાણે કહીને રજા આપી. તેજ સમયે પવિત્ર વિચારક કાલજ્ઞાની બંદિ પાઠકે સમય જણાવ્યો.

૯૧. હે રાજન્! અંધકારનો નાશ કરી પ્રકાશિત એવો સૂર્ય સર્વ ઠેકાણે પ્રકાશી સંક્ષિપ્ત કિરણવાળો અસ્ત થાય છે.

૯૨ આ સાંભળી રાજકુમારે સંધ્યાકાળની વિધિ કરી પાસે રહેલા સેવકોને રજા આપી અને નિદ્રાધીન બની ગયો.

૯૩. પ્રાતઃકાલે વાજિંત્રોના નાદથી વિકસ્વર કમલની જેમ મંગળ પાઠક વડે ગીતો ગવાતા સાંભળીને ગુણવર્મા કુમાર જાગ્યો.

૯૪ ચારે બાજુના અંધકારને નાશ કરતો પોતાના લાંબાકિરણોને ફેલાવતો વિશ્વનો ઉપકાર શીલ સૂર્ય તમારા જેવા ઉદયને પામે છે.

૯૫, આ સાંભળી શય્યાને છોડી પ્રાભાતિક કાર્ય જલ્દી કરી સરલ અને ઉંચા સ્વભાવવાળો કુમાર ભૈરવાચાર્ય પાસે ગયો.

૯૬ તે ગુણવર્માએ સામે આવેલા ભૈરવાચાર્યને નમસ્કાર કર્યા. તે ભૈરવાચાર્યે ખુશ થઈ, આશિર્વાદ આપી, પોતાનુ અર્ધચર્માસન બેસવા આપ્યું

૯૭ ગુરુના અર્ધ આસન ઉપર મારાથી બેસાય નહિ એમ બોલતો પોતાના નોકરે બિછાવેલા આસન ઉપર તે ભાગ્યશાલી બેઠો.

૯૮ થોડીવાર કુશલતા આદિ પ્રશ્નરૂપ વાતચીત કરી, ઉચિતપણું જાળવી, ભૈરવે કહ્યું હે કુમાર! તુ મારો અતિથિ છે. હું તારો શું સત્કાર કરૂં?

૯૯ જો બાલ્યપણાથી ધનનો પરિગ્રહ જરાપણ કર્યો નથી ને ધન વિના લોક વ્યવસ્થા ની મર્યાદાપ્રાપ્ત થતી નથી,

૧૦૦ કોઈ પણ ઠેકાણે દ્રવ્ય વિના ગુણ ગૌરવ પ્રાપ્ત થતુ નથી ક્રિયાની પણ પ્રસિદ્ધિ થતી નથી. સામાન્ય અને વિશેષ સિદ્ધિ દ્રવ્યથી જ છે દ્રવ્ય એટલે ધનવિના કશું થતું નથી.

૧૦૧ ધનાઢય મનોહર પતિ વડે સ્ત્રી, મીઠાજલ વડે તલાવ તથા જિનેશ્વરથી મંદિર શોભે છે તેમ દાનવડે ધન શોભે છે

૧૦૨ ગુરૂઓની પૂજા, દેવોનું સન્માન, સજ્જનોનો પ્રેમ, યાચકોનો સંતોષ ને ભક્તિનો વિકાશ આટલાં વાનાં દાન વિના શોભતા નથી,

૧૦૩ ધનવિના દાન કયારે પણ થતું નથી ને ધન પુણ્ય વિના મલતું નથી અને પુણ્ય આ લોકમાં વિનય વિના મલતો નથી અને માન દૂર કર્યા શિવાય વિનય આવતો નથી.

૧૦૪ આ સાંભળી કામદેવની શોભાને હણનાર કુમાર બોલ્યો હે નાથ! તમારી સરખાના દર્શન એજ માન છે અને તમારી આજ્ઞા એજ સત્કાર છે.

૧૦૫ આપ પ્રસન્ન થઈને હુકમ કરો. જેથી હું યોગ્ય કરૂં હુ તમારો સેવક છું. આ પ્રમાણે તેનાથી કહેવાયેલા ભૈરવે પોતાનુ કાર્ય કહ્યું.

૧૦૬ મેં આઠ વર્ષ સુધી ઉત્તમ મંત્ર જાપનો પરિશ્રમ કર્યો છે. તું એક રાત પ્રમાદ રહિત ઉત્તરસાધકપણાનો સ્વીકાર કર

૧૦૭ મારી ઉપર આપની મહેરબાની. એ પ્રમાણે કહી કુમાર ફરી બોલ્યો, હે પવિત્ર પુરૂષ? કયા દિવસે અને કયા ઠેકાણે મારે સહાય કરવી.

૧૦૮ ત્યારે જટાધારી તાપસ બોલ્યો. હે કુમાર? આવતી કાળી ચૌદશે સ્મશાનમાં રાત્રિના બીજા પહોરે અગમ્ય તેજવાળા તારે હાથમાં તલવાર લઈને આવવું જોઈએ.

૧૦૯ હું ત્રણ માણસો સાથે સ્થિર ચિત્તથી ત્યાં રાહ જોઈશ. આમ વચનનો સ્વીકાર કરી કુમાર પોતાના સ્થાનમાં ગયો.

૧૧૦ કૃષ્ણ પક્ષની ચૌદશ તિથિ આવે છતે તે રાજા નોકરોને વિસર્જન કરી નોકરનો વેષ ધારણ કરી સાયંકાલે બહાર નીકળ્યો,

૧૧૧ હસ્તિના કુંભસ્થલ ને ઉડાડવા સમર્થ એવી તીક્ષ્ણ તલવાર ધારણ કરી જીતી લીધો છે પોતાના તેજ વડે સૂર્યને જેણે એવો તે ગુણવર્મા કુમાર સાંકેતિક સ્થાનપર ગયો.

૧૧૨ ત્રણ શિષ્ય યુક્ત ભૈરવાચાર્યને જોઈ રાજપુત્રે તેને પ્રણામ કર્યો પ્રણામ કરતા રાજકુમારને જટાધારીએ કહયું

૧૧૩ આ ભયંકર શ્મશાન ભૂમિમાં હે કુમાર! ત્રણ નેત્રવાળા શિવની જેમ ત્રણ શિષ્યયુક્ત મારું તું રક્ષણ કર.

૧૧૪ તે વાત રાજપુત્રે સ્વીકાર્યા છતાં જટાધારી તાપસે પ્રથમ મંડલ બનાવી તેમાં વચ્ચે ભયંકર મડદુ રાખ્યું.

૧૧૫ પછી તેના મુખમાં અગ્નિ પ્રગટાવી નિશંક એવા ભૈરવાચાર્યે મંત્ર જાપ પૂર્વક હોમ વિધિ શરૂ કરી.

૧૧૬ તે ત્રણે ભૈરવના શિષ્યો પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ દિશામાં પ્રમાદ રહિત ઉત્તર સાધક બન્યા અને ધૈર્યરૂપી કવચધારણ કરેલો ગુણવર્મા કુમાર ઉત્તર દિશામાં નિર્ભય પણે ઉત્તર સાધક બન્યો,

૧૧૭ તરતજ શિયાળોનો ભયંકર અને અપમંગલ અવાજ ચારેતરફ થવા લાગ્યો તથા આકાશમા પ્રેત યોનિનો સમૂહ ભયંકર અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

૧૧૮ તે જ વખતે મેઘની ગર્જનાની જેમ ગાજતો બલવાન ચમકતો ચારે દિશામાં ફેલાયેલા તેજવાળો ગર્જનાથી વિયોગી પુરુષના હૃદયની જેમ ધરતી ફાટી ગઇ.

૧૧૯ અંધકારને પણ શરમાવતો, ભયંકર આકૃતિવાળો, ફૂલલા પેટવાળો, ગર્જના કરતો, ઊંચા કેશવાળો, કઠોર બાહુવાળો, લાંબી જંઘાવાળો, પીળી આંખોવાળો, તીક્ષ્ણ પશુ-વાળો, હુંકાર કરી આકાશને તોડતો, હાથમાં તુટેલી તલવાર સહિત યમ જેવો, કોઇ દિવ્ય પુરુષ પ્રગટ થયો —૧૧૯ થી ૧૨૦

૧૨૧ ભયંકર દેહવાળો એવો તે નિશંક રીતે બોલ્યો હે નીચ ભૈરવ! અભિમાનથી મારી પ્રેતની પૂજા કર્યા વિના રે બુધ્ધિ હીન આ શું આરંભ કર્યું છે.

૧૨૨ હે ભૈરવાચાર્ય! આ ક્ષેત્રનો સ્વામી મહાપ્રભાવી મેઘનાદ નામે હું છું મારા અપમાનનુ ફલ હમણાંજ મારી શક્તિથી તને દેખાડું છું.

૧૨૩ આ પ્રમાણે બોલતા પોતાના અવાજ વડે ભયપમાડતા મેઘનાદને જોઇ કુમારે તલવાર ઉઠાવીને તેને આ પ્રમાણે કહયું.

૧૨૪ હે મહામૂઢ જરા લજ્જા રાખ. શરદ ઋતુના મેઘની જેમ તુ ખાલી કેમ ગર્જારવ કરે છે? ને તારા બાહુબલમાં અપૂર્વ પરાક્રમ હોયતો જલ્દીથી મારી સામે ઉભો થા.

૧૨૫ જે પુરૂષો નકામા વચનો બોલે છે તે ધીરપુરૂષો વડે માન્ય કરાતો નથી માટે સાર્થકવાણી બોલવી જોઇએ. હું રાજા છું એમ કોઈ ગાંડો બોલેતો સાધુની જેમ રાજા વડે દંડ કરાતો નથી.

૧૨૬ તે આમ બોલી શસ્ત્રરહિત ક્ષેત્રપાલ સામે લજ્જાથી શસ્ર છોડી દઇ યોદ્ધાઓમાં શ્રેષ્ઠકુમાર બાહુયુદ્ધ કરવા તૈયાર થયો.

૧૨૭ કુમારની બે ભૂજામાં સપડાયેલો ક્ષેત્ર દેવતા દુઃખી થયો છતો આશ્ચર્ય પામી-બોલ્યો હે શક્તિશાલી કુમાર! તું મને મૂકી દે.

૧૨૮ હે મહાસત્વશાલી હું તને સિદ્ધ થયો છુ. તારૂ ઇચ્છિત વર માંગ. તેનું બોલવું સાંભળી સાહસિક રાજકુમાર આ પ્રમાણે બોલ્યો

૧૨૯ હે ભૈરવ! જો સિદ્ધ થયો હોયતો આ સાધકનું કાર્યસિદ્ધ કર. એમ કરવાથી તમે કૃતકૃત્ય થશો.

૧૩૦ ત્યારે મેઘનાદ દેવ ફરી બોલ્યો. તારા સત્વથી આને ઇચ્છિત આપી દીધુ છે. પ્રાર્થકોને કલ્પવૃક્ષ સરખા હે નિસ્પૃહિ તું કાંઇક તારે માટે વરદાન માગ

૧૩૧ આ પ્રમાણે તેના મહાન આગ્રહથી પ્રેરણા પામેલો કુમાર બોલ્યો. મારી સ્રી મને વશ થાવ. ત્યારે જ્ઞાનથી જાણી કુમારને મેઘનાદે આ પ્રમાણે કહયુ.

૧૩૨ તે સ્રી મારા પ્રસાદથી કામ સ્વરૂપ રહેલા તને થોડા કાલમાં વશ થશે. તારી ચિંતા દૂર થાવ ને ઇચ્છિત પૂર્ણ થાવ.

૧૩૩ આ પ્રમાણે ઉતમ વરદાન આપી તે ક્ષેત્રપાલ તિરોહિત થયો, આનંદ યુક્ત જટાધર વડે રાજપુત્ર આ પ્રમાણે કહેવાયો.

૧૩૪ હે રાજપુત્ર! તારા ઉતર સાધક પણાથી મારા મનો વાંછિત સિદ્ધ થયા. અલૌકિક શક્તિ, બીજાઅતીન્દ્રિય અર્થનુ જ્ઞાન, ને ત્રીજી શ્રેષ્ઠ કાન્તિ મલી.

૧૩૫ આ પ્રમાણે પ્રેમ ભરી વાણી બોલી શિષ્ય સહિત ભૈરવ પોતાને સ્થાને ગયો. જેના નામથી ત્રાસ પામ્યો છે શત્રુ વર્ગ જેનો એવો પ્રભાવી રાજકુમાર પ્રણામ કરી સ્વસ્થાનમાં આવ્યો.

૧૩૬ કાંઇક અલ્પ નિદ્રા કરી જાગૃત બની મનોહર તે રાજકુમાર પ્રાતઃકાલનું કાર્ય પતાવી ઇશાનરાજાની પુત્રીના મહેલમાં ગયો.

૧૩૭ તેના પલ્યંક ઉપરની શય્યા ઉપર તે પોતાની સ્રી સાથે બેઠો ત્યારે સ્રી બોલી, હે સ્વામી! બૃહસ્પતિ જેવા આપ છો તો એક વાત પૂછું તે તમે સમજાવો.

૧૩૮ મોટા કમલો કયાં ઉગે છે? દેવતાઓને કયા અંગોમાં ચઢાવે છે? આ ચૈતન્યને કોણ શોભાવે છે? 'જલમાં મસ્તકપર આત્મા' ઉત્તર છે.

૧૩૯ હે કમલ જેવા નેત્રોવાળી ગોવાળીઆના બાલકો પણ આ સમસ્યાને જાણે છે તો હે ચંદ્ર મુખિ! બીજી કઠિન સમસ્યા કહે.

૧૪૦ હે પ્રિય! સર્વ સ્રીઓ મનોહર છતાં સ્રી રત્નનું વર્ણન કેમ કરાય છે તારી આગળ જે કહ્યું તે સ્ફુટ રીતે તું કેમ ના સમજી!

૧૪૧ ગુણવર્મા વડે પ્રહેલિકાને હૃદયમાં ધારીને ક્ષણમાં વિચાર કરી કનકવતી બોલી. સંપૂર્ણ સ્ત્રીઓમાં આ રત્ન પ્રશંસા કરવા લાયક છે, જે તારી પાસે છે.

૧૪૨ તે કનકવતીને વિચિત્ર બુદ્ધિમાન સમજ્યો તેની સાથે વાતચીત કરવા લાગ્યો. અને અદૃશ્ય શરીર કરી અર્ધી રાતમાં કુમાર ફરી તેના ભુવનમાં ગયો

૧૪૩. ત્યારે રાજ કન્યાએ નજીક રહેલી બન્ને દાસીઓને બોલાવીને કહ્યું, હે સખિ! રાત્રિ કેટલી વીતી છે તે જોઇને બતાવ.

૧૪૪. તે પ્રિય બોલનારી બે દાસીઓ બોલી, હજી બીજો પહોર પુરો થયો નથી. પછી રાજપુત્રી બોલી જલ્દી કરો ત્યાં જવું છે.

૧૪૫. બન્ને દાસીઓ સાથે પ્રથમ સ્નાન કરી આભૂષણો પહેરી સજી તૈયાર થઇ મણિ જડિત સુંદર એક વિમાન બનાવ્યું.

૧૪૬. વિદ્યાધર કન્યા બે દાસીઓ સાથે વિમાનમાં બેઠી અને વિમાનના એક ભાગમાં અદૃશ્ય રૂપે ગુણવર્મા કુમાર પણ બેઠો.

૧૪૭. વિમાન દ્વારા આકાશ માર્ગમાં ઉડીને ઊત્તર દિશામાં તલાવથી સુશોભિત નંદનવનમાં તે કનકવતી ગઈ

૧૪૮. બન્ને દાસી યુક્ત રાણી વિમાનમાંથી ઉતરી અશોક વૃક્ષની નીચે બેઠેલા વિદ્યાધર પાસે ગઇ.

૧૪૯. ભક્તિ પૂર્વક તે વિદ્યાધરને નમન કરી, આજ્ઞા મેળવી, તેની સામે બેઠી તે જ વખતે બીજી ત્રણ સ્ત્રીઓ તેના જેવી જ ત્યાં આવી હતી.

૧૫૦. તે સ્થાને વિદ્યાધરોનો અનુપમ સમૂહ થોડી વારમાં ત્યાં આવ્યો ત્યાં તલાવના કાંઠે રૂષભદેવ પ્રભુનું મોટુ જિનાલય હતું.

૧૫૧. તે બધા વિદ્યાધરોનો સમૂહ તે મંદિરમાં આવ્યો અને જિનેશ્વરની સ્નાત્રપૂજા તથા વિલેપનપૂજા પૂર્વક તેમની ભક્તિ કરવા લાગ્યો.

૧૫૨ હમણાં નૃત્ય કોણ કરશે એમ વિદ્યાધરે કહ્યું ત્યારે ઈશાનચંદ્રની રાજકન્યા કરશે. એમ બીજી રાજપુત્રીઓ બોલી

૧૫૩ અનુક્રમે આજ પોતાનો વારો છે એમ સમજી ગુણવર્માની સ્ત્રીએ નર્તકી વેષ ધારણ કરી તે રંગ મંડપમાં આનંદથી પ્રવેશ કર્યો.

૧૫૪. ત્યાં પહેલી આવેલી તે ત્રણ સ્ત્રીઓ વેણુ વીણા તાલ આદિ વગાડતી હતી ત્યાં સમગ્ર વિદ્યાધરોને વિસ્મય પમાડતું અને અત્યંત સુંદર એવું નાટક થયું

૧૫૫. આના નૃત્ય સમયે કેડના કંદોરામાંથી નાની ઘુઘરી નીચે પડી ગઈ તે ગુપ્ત રહેલા રાજકુમારે શીઘ્રતાથી લઈ લીધી

૧૫૬. તે નૃત્યાદિ ક્રિયા પૂર્ણ થયે તે રાજપુત્રીએ પોતાની ઘુઘરીને વિદ્યાધરો સાથે શોધી પણ જડી નહીં

૧૫૭. તે વિદ્યાધર પોતાના નોકરો સાથે પોતાને સ્થાને ગયો. તે કનકવતી બે દાસી સહિત વિમાનમાં બેસીને ચાલી.

૧૫૮. તે ગુણવર્મા કુમાર પણ પહેલેથીજ વેગપૂર્વક વિમાનમાં આવી ગયો તે પછી જલ્દીથી તેઓ વિમાન વડે પોતાના સ્થાનમાં આવ્યા

૧૫૯. નોકરોથી ગુપ્ત એવો રાજકુમાર પોતાના સુવર્ણ મહેલમાં જઇ સારા પુષ્પોના ગંધથી વાસિત પલંગમાં સુઈ ગયો ને બાકીની રાત્રિ વીતાવી

૧૬૦. નામ તેવા ગુણવાળા પોતાના મિત્ર મંત્રિપુત્ર મતિસાગરને કિંકિણી હાથમાં સોંપીને તે રાજપુત્રે આ પ્રમાણે કહ્યું.

૧૬૧. તારે, હું મારી સ્રીની પાસે હોઉ ત્યારે આ સુંદર રત્ન રૂપ ઘુઘરી મને આપવી. આ પ્રમાણે સમજાવી મંત્રિ પુત્ર સાથે તે કનકવતીના મહેલમાં ગયો.

૧૬૨. તેણીની સાથે શક્તિશાળી કુમાર સોગઠાબાજી રમવા લાગ્યો ત્યાં કનકવતીએ તેને જીતી લીધો અને કહ્યું કે હે બુદ્ધિમાન જય પરાજયમાં કાંઈક શરત કરવી જોઈએ

૧૬૩. તે મંત્રિપુત્રે કુમારનો વિચાર જાણી કિંકિણીને મૂકી. આ ઘૂઘરી પોતાની છે એમ લક્ષણથી ઓળખી તેણીએ કહ્યું

૧૬૪. મારા કંદોરાથી પડી ગએલી ઘૂઘરી હે પુણ્યશાળી તમોને ક્યાંથી મલી. ત્યારે કુમાર બોલ્યો, હે મૃગાક્ષિ આ ક્યાં પડી ગઇ હતી તે તમે કહો.

૧૬૫. ઉપયોગની શૂન્યતાથી હું ચોકસ રીતે જાણતી નથી કે તે ક્યાં પડી ગઈ છે એ પ્રમાણે વિચારીને તેણી વડે કહેવાયે છતે હાસ્યથી શોભતા હોઠવાળો કુમાર ફરીથી બોલ્યો.

૧૬૬. હે પ્રિયે મારો મિત્ર મંત્રી મતિસાગર નિમિત્ત જાણવામાં હોંશિયાર છે. તેને પૂછો. આનું પડવાનું સ્થાન લીલામાત્રમાં ઉત્તમ જ્ઞાનથી જાણી કહી આપશે.

૧૬૭. ત્યારે સ્રી વડે પૂછાયું હે મંત્રિપુત્ર! મારી આગળ બોલ કે આ કયાં પડી હતી. ત્યારે બુદ્ધિશાળી કુમારનો વિચાર જાણી તે બોલ્યો કે હું સવારે કહીશ.

૧૬૮. તેજ દિવસે રાત્રે પણ અત્યંત તેજસ્વિકુમાર પોતાની સ્રી સાથે વિમાનમાં બેસી પહેલાના ક્રમ પ્રમાણે ગુપ્ત રીતે તે જિનાલયમાં ગયો

૧૬૯. ત્યારે ત્યાં વીણા વગાડતાં તેના હાથમાંથી સુવર્ણકંકણ પડી ગયું કુમારે કુશલતા પૂર્વક શીઘ્રતાથી ઘુઘરીની જેમ ગુપ્ત રીતે લઈ લીધું.

૧૭૦. તે વિમાનમાં બેસી પૂર્વની જેમ પોતાના સ્થાનમાં આવ્યો પ્રાતઃકાલમાં સુવર્ણ-કંકણ મિત્રને આપીને રાણીના ભવનમાં આવ્યો

૧૭૧. ભયથી તેણે મંત્રિપુત્રને કિંકિણીનો પહેલાનો સંબંધ પૂછયો ત્યારે તે બોલ્યો. કે કિંકિણીને પડવાનું સ્થાન મારા વડે આંખથી જોવાયું છે.

૧૭૨. તારૂ બીજુ કાંઇક ખોવાયું છે? તે કયાં પડયું છે તે પણ મેં જોયું છે. અજાણી થઈ ને તેણે પૂછયું કે શું ખોવાયું છે? ત્યારે મંત્રિપુત્રે કહ્યુ કે

૧૭૩. સુવર્ણકંકણ જેને મલ્યુ હતું તેની પાસેથી મેં દ્રવ્ય વડે મેળવ્યું. આ સાંભળી રાજકન્યા હૃદયમાં વિચાર કરવા લાગી.

૧૭૪. જ્ઞાનથી આ બન્ને વસ્તુ પડવાનું સ્થાન તું જાણે છે તે આશ્ચર્ય નથી પરંતુ મારા મનમાં આશ્ચર્ય છે કે વસ્તુ તારા હાથમા છે.

૧૭૫. તેઓમાં ભાવિ નિશ્ચે કોઈ કારણ છે નહિં તો અદૃશ્ય શરીરની પ્રાપ્તિ વિના સ્વામી પણ કઈ રીતે આવી શકે?

૧૭૬. બીજે દિવસે પણ તે આળસુ નેત્રવાળો રાજકુમાર જિનાલયમાં આવે છે. આ પ્રમાણે વિચારી પ્રત્યુતર આપવામાં અસમર્થ તેણી અરેરે હું દરેક માણસોમાં નિંદવાલાયક થઈ તેથી એ વિચારવા લાગી

૧૭૭. લાંબો ટાઈમ વિચારી તે રાજપુત્રી બોલી હે પ્રિય કંકણ કયાં છે? ત્યારે તેણે મંત્રિપુત્રને હુકમ આપ્યો અને મંત્રીપુત્રે તેને તે આપ્યું

૧૭૮ રાજપુત્રે ફરીથી પૂછયું હે મનોહર પતિવાળી તારૂં આ કયાં પડયું હતું ત્યારે કનકવતી બોલી શું આર્યપુત્ર તેનું પડવાનું સ્થાન જાણતા નથી?

૧૭૯. હું જાણતો નથી, મને બીજાએ આપ્યું છે. એ પ્રમાણે બોલતા ગુણવર્મા કુમારને કનકવતીએ કહ્યું હે પ્રિય પૂર્વ કહેલ ઉત્તરથી સર્યું અર્થાત્ તમે જાણો છો.

૧૮૦. હે સ્વામી તમે જાતે જ મારૂ અંગદને કિંકિણી મેળવ્યા છે જો બીજા વડે મેળવાયાં હશે તો અગ્નિથી પણ મારી શુદ્ધિ થવાની નથી

૧૮૧. આ પ્રમાણે બોલીને વિવેક સહિત પણાથી વચન વડે નમ્ર મુખવાળી તેણી થઇ. ત્યારે રાજપુત્ર મધુર વાણીથી તેને પ્રસન્ન કરી તે સ્થાનથી ગયો.

૧૮૨ તે રાજકુમાર સ્નાન કરી, જમી પરવારી, પહેલાની જેમ રાત્રે આવી ત્યાં રહ્યો અને રાણીને બે દાસીઓ સાથે ખિન્ન થયેલી વાતચીત કરતી જોઇ.

૧૮૩ હે સખિ! આ દુષ્ટ વિદ્યાધરે કુમારીપણામાં મને આ પ્રમાણે પ્રતિજ્ઞા લેવડાવી તેથી મંદ ભાગ્યવાળી હું શું કરૂં?

૧૮૪. મારા હુકમ શિવાય ક્યારે પણ તારા પતિને સેવવો નહિ ભય રાખતી અલ્પ બુદ્ધિવાળી મેં પણ તેનું વચન સ્વીકાર્યું.

૧૮૫. રૂપ ગુણવડે સરખા એવા અમે એક બીજાને પ્રિય છીએ છતાં હું જાણતી નથી કે મારો પતિ વિદ્યાધરને જીતી શકશે કે નહિ?

૧૮૬. જો રાજપુત્રનો જય થાય તો મારી ઇચ્છાઓ પૂર્ણ થાય નહિ તો મારા મનોરથો ચોકકસ આકાશ કુસુમ જેવા થશે.

૧૮૭ આ પ્રમાણે ફરી ફરી સંમત અને હિતકારી વચનોને કહેતી એવી કનકવતી પાસે આવેલી દાસી બોલી હે સ્વામિનિ તુ આજે ઘેર રહે અને હું વેષસજી ત્યાં જાઉં છું.

૧૮૮. તારી સ્વામિનિ આજે કેમ ના આવી એમ જો તે વિદ્યાધર પૂછશે તો કહીશ કે તેનું શરીર નરમ છે.

૧૮૯. એવો ઉત્તર આપતા તેના સ્વભાવને હું જાણી લેઇશ આવું યોગ્ય વચન સાંભળી તે રાજકન્યાએ તેને જવાની આજ્ઞા આપી.

૧૯૦ ત્યાં ક્ષણવારમાં કનકવતી વડે તૈયાર કરાયેલા વિમાનમા દાસી સાવધાનીથી ચઢી ગઇ. ગુપ્ત રીતે તે રાજકુમાર તેના એક ભાગમાં બેઠો.

૧૯૧ અત્યંત અભિમાની એવા તે વિદ્યાધરે તે બે દાસીને એકલી આવેલી જોઇને પૂછયું, તારી સ્વામિની આજ કેમ ના આવી? તે સાંભળી દાસીએ તેને કહ્યું કે,

૧૯૨. અમારી સ્વામિની તમારી પાસે ન આવી, કારણ કે આજે તેના શરીરે ઠીક નથી ત્યારે ક્રોધથી ભ્રૂકુટિચઢાવી ભયંકર મુખવાળો તે વિદ્યાધર બોલ્યો.

૧૯૩. અત્યંત પુણ્યશાળી એવા હે વિદ્યાધરો તમે જિનેશ્વર રૂષભદેવનો પ્રક્ષાલ કરીને પૂજા કરો અને હું આજે તેના બંને પ્રકારની માંદગીને દૂર કરીશ.

૧૯૪. ગુસ્સે થયેલો તે વિદ્યાધર આવેલી દાસીનો ચોટલો ઝાલી બોલ્યો. હે દાસી આજે મારા ક્રોધરૂપી અગ્નિને તારૂં ખુન કરી લોહી વડે શાન્ત કરીશ.

૧૯૫. તે દાસી ધૈર્ય ધારણ કરી બોલી તને ગમે તે ઉચિત કર. તમારા જેવાની સેવા કરનારા અમારા સરખાને આ શું થોડુ જ દુઃખ નથી.

૧૯૬. તે બોલ્યો હે ઉન્મત્તદાસી યમ જેવા મારી આગળ તું શું બોલે છે? તું ઈષ્ટદેવને યાદકર અથવા તારા કોઈ બીજા ઈષ્ટનું શરણું સ્વીકાર

૧૯૭. દેવોમાં રૂષભદેવના ચરણ કમલોનું હું શરણું કરૂં છું અને ફક્ત કુમાર ગુણવર્માને છોડી બીજા કોઈનું મારે શરણુ નથી.

૧૯૮. એ પ્રમાણે ઉદ્ધતવાણીએ બોલતી એવી દાસીનુ જેટલામાં તલવારથી મસ્તક ઊડાડવા જાય છે ત્યાં અતિબલવાન અને તલવાર ખેંચેલો એવો કુમાર તેની આગળ પ્રગટ થયો.

૧૯૯. બાહુબલની યુદ્ધ રૂપી ખણુજ દૂર કરવાની ઈચ્છાવાળા કુમારે તે વિદ્યાધરને આ પ્રમાણે કહ્યું. અરે રાંકડા દુષ્ટ સ્ત્રીઓમાં તારૂં પરાક્રમ શું બતાવે છે

૨૦૦. ગાંડી સ્ત્રી, બચ્ચાઓં, વૃદ્ધ, પ્રમાદી, રોગી અને શસ્ત્ર રહિત લોકો ઉપર શસ્ત્રો લઈને જેઓ મારવા માટે જાય છે તેઓના જીવનને ધિક્કાર થાવ

૨૦૧. તારી આગળ રહેલા મારી સન્મુખ ઊભો થા. આ પ્રમાણે બોલતા કુમારની સન્મુખ દાસી છોડી તલવાર હાથમાં લઈ તે સામે આવ્યો.

૨૦૨ તે પછી એક રાશીમાં રહેલા ગુરુ અને શુક્રની જેમ બન્ને જાણુ શંકા સહિત જોતા જુદા જુદા શસ્ત્રોનો ઉપયોગ કરીને ઉગ્ર શકતીવાળા તે બન્ને લડવા લાગ્યા.

૨૦૩ આ જયલક્ષ્મી વિદ્યાધરેન્દ્રને જ વરશે એ પ્રમાણે જેટલામાં આકાશમાં જોતા વિદ્યાધરો બોલે છે તેટલામાં કુમાર વડે વિદ્યાધરેન્દ્રનું મસ્તક છેદાયું.

૨૦૪ જેમ રસોઈયો કંદને છરીથી બે ટૂકડા કરે તેમ તીક્ષ્ણ તલવારથી કુમારે તે વિદ્યાધરના બે ખંડ કરી નાખ્યા

૨૦૫ વિષયથી પીડાતા મનુષ્યો સ્ત્રીઓને માટે શું દુષ્કર કાર્ય કરતા નથી? રામે સમુદ્રને સ્ત્રીને માટે શું ન બાંધ્યો? શું મહાભારત (સ્ત્રી માટે) ન થયું?

૨૦૬ તે વિદ્યાધરનો પરિજન વર્ગ ભય પામ્યો છતો તે કુમારને શરણે આવ્યો તેટલામા સુંદર એવી ઘણી સ્ત્રીઓ રાજપુત્ર પાસે આવી.

૨૦૭ હે તેજસ્વી પુરુષ! તેં આજમાં સારૂં કર્યું આજે તેં દુષ્ટ વિદ્યાધર પાસેથી અમારૂં રક્ષણ કર્યું આમ વારંવાર બોલતી તે સ્ત્રીઓને કુમારે પૂછ્યું

૨૦૮ તમે કોની પુત્રીઓ છો અને આ નીચ અને પાપી વિદ્યાધરે તમોને બલાત્કારથી કેવી રીતે પકડી (ફસાવી) આ પ્રમાણે કહેવા યોગ્ય એવા મને ભાઈની જેમ શંકારહિત કહો.

૨૦૯ સાધારણ હસતી છતી તે માંહેની એક કન્યા બોલી કે શરણે આવેલાને કલ્પવૃક્ષો જેવા, અજેય પૃથ્વીના ધણી, એવા શંખપુરના રાજા દુર્લભ રાજાની હું પુત્રી છું.

૨૧૦ મારી માતાએ સ્વપ્નમાં કમલા લક્ષ્મી જોઇ હોવાથી મારૂં નામ કમલાવતી પાડયું તે આંગણામાં સુતેલી મને ઊપાડીને આ દુષ્ટ વિદ્યાધર લઇ ગયો.

૨૧૧ મરવાની ઇચ્છાથી દાંતથી જીભને ચાવતી મને જોઈને ક્રોધથી આ પાપી બોલ્યો હે કમલાવતી મારૂ કહ્યું તું માને તો હું તને છોડી દઉં.

૨૧૨ તો મે પૂછયું. શુ ? તેણે કહ્યું કે તારે યૌવન અવસ્થામાં ઘણા વર્ષો ગયે છતે પણ મને પૂછયા વિના પાણિગ્રહણ કરવું નહિ.

૨૧૩ મારી પ્રસન્નતાથી તારા માટે હંમેશા જુદીજુદી ક્રિયાવાળુ વિમાન થશે તેમાં બેસી દરરોજ તારે અત્યંત શક્તિશાળી યુગાદિદેવના મંદિરમાં આવવું.

૨૧૪ તેનુ કહેવુ મેં સ્વીકાર્યું તેથી તેણે મને મુકી દીધી અને હે ઉત્તમ, બલવાન કુમાર ! તેણે મને વેણુ વગાડવામાં અને નૃત્યમાં પ્રવીણ કરી.

૨૧૫ આ પ્રમાણે જે દિવસથી મારા વડે પ્રતિજ્ઞા લેવાઈ તે દિવસથી અત્યાર સુધી હું કુમારી અવસ્થામાં રહી છું ત્યાર પછી બીજી બે સ્રીઓએ પોતાનું વૃત્તાંત કહ્યું.

૨૧૬ તેઓ સાથે વાતચીત કર્યા પછી ત્રણે સ્રીઓને પોતપોતાને સ્થાને મોકલી અને પોતે દાસી સહિત તે વિમાનમાં ચઢી પોતાને સ્થાને ગયો.

૨૧૭ દાસીના મુખથી તે વિદ્યાધરનો નાશ સાંભળી ઇશાનકન્યાએ તે પતિને કહ્યું હે નાથ આપણે ઉચિતને હિત કર્યું કારણ કે વિદ્યાધર અમને કામ સુખમાં અંતરાય રૂપ છે.

૨૧૮ કુમારે કહ્યું હે ચંદ્રમુખિ ! મહાન પુરૂષો સ્રીઓને માટે શું શું કરતા નથી પારકાને વશ પોતાની સ્રીને જોવી એ મહાન પરાભવ છે.

૨૧૯ ઉજવલ પ્રેમ રાગવાળી એવી સ્રીને આ પ્રમાણે કહી પ્રબલ કામેચ્છાવાળા તેણે ઈંદ્રાણી જેવી કાંતીવાલી કનકવતી સાથે શેષ રાત્રિ વીતાવી.

૨૨૦ જેટલામાં કામપીડાના થાકને દૂર કરવામાં હર્ષિત બની બન્ને નિદ્રાધીન થયાં તેટલામાં તે ખેચરના ભાઇએ કુમારને ત્યાંથી ઉપાડી સમુદ્રમાં ફેંકી દીધો.

૨૨૧ પોતાના પુન્ય ફલ અનુસારે પાટીયું મેળવી કુમાર મોજાઓ ઊછળતા એવા દરિયાના કિનારે સાત દિવસે પોંચ્યો.

૨૨૨ કોઈક તાપસે તે કુમારને જોયા પછી તુરત જ મધુર ફલો ખવડાવી ભુખ મટાડી. ગુરુના હુકમથી પોતાના આશ્રમે લાવ્યો.

૨૨૩ ત્યાં ઈશાન રાજકન્યા જોઈ તેને સંતોષ થયો તે પછી પવિત્ર આચરણવાળા ગુરુએ વિનયી અને નમ્ર એવા કુમારને કનકવતીનું ચરિત્ર કહ્યું.

૨૨૪ હે રાજપુત્ર ધ્યાન દઈને સાંભળ, આનંદ માટે વનમાં ફરતા મારા વડે આજથી ચાર દિવસો પહેલાં વૃક્ષોની અંદર અવાજ કરતી આ જોવાઈ.

૨૨૫ વનની અંદર ફરનારી હે પૂજ્ય દેવીઓ અને બીજી દિકકુમારીઓ દુર્ભાગ્યથી કપાળે લખેલા લેખવાળી અંજલિ જોડીને હું વિનંતિ કરું છુ.

૨૨૬ મારે માટે ઘણું દુ:ખ સહન કરનાર એવા તેના માટે કયારે પણ હું તેના કાર્યમાં ઉપકારને માટે થઈ નથી.

૨૨૭ તમને જોવાની ઇચ્છાવાળી એવી મેં ઘણા દિવસ સુધી સમુદ્રના કાંઠે બેસી રાહ જોઈ. હવે તેના વિના આ જીવનને ધારણ કરવા હું સમર્થ નથી.

૨૨૮ વિયોગ રૂપી દાહજ્વરથી પીડાતી હું તેને માટે પોતાના પ્રાણોને તેની સાથે છોડું. એમ કહી વૃક્ષ ઉપર ચઢી ગળામાં ફાંસો નાખ્યો.

૨૨૯ રુદન કરતી આવી તેની અવસ્થા જોઈ, જલ્દી આવી, દયાથી વ્યાપ્ત એવો હું બોલ્યો. સ્વભાવથી શાંત હે બ્હેન! તું આવું ફોગટ સાહસ ન કર.

૨૩૦ વેદ વિચારક તે તાપસે જ્ઞાનથી જાણી તેને જણાવ્યું કે આજથી ત્રીજે દિવસે તારો સ્વામી અહીં આવશે.

૨૩૧ મારૂં કહેલું સાંભળી તે વૃક્ષથી નીચે ઉતરી, મને નમી મારી સાથે આવીને સરલતાથી મારા આશ્રમમાં ત્રણ દિવસ સુધી રહી છે

૨૩૨ ફરી અહિંથી આજે પણ ભાગી જતી હતી પરંતુ તાપસના સમુદાયે હાથે પકડીને બેસાડી તેટલામાં હે ભદ્ર તારૂ આવવું થયું એમ બોલી જ્ઞાની સાધુ અટકયો.

૨૩૩ ગુણવર્માથી પૂછાયેલી કનકવતીએ પોતાનું વૃત્તાંત આવી રીતે કહ્યું કે તે વિદ્યાધરે મને આ ઉંચા પર્વતના શિખર ઉપર મૂકી હતી.

૨૩૪ હે નાથ! તે પર્વતના શિખરથી મહામહેનતે નીચે ઉતરી અને ફરતી અહીં આવી બાકીનો બધો વૃત્તાંત તમો જાણો છો.

૨૩૫ પર્વત પાસેની નદીના પાણીમાં સ્નાનાદિ કરીને અને અત્યંત મધુર ફલો ખાઈને બાકીનો દિવસ વીતાવ્યો.

૨૩૬ તે પછી એક ઠેકાણે કેળના ઘરમાં રાત્રીમાં પરસ્પર એક બીજાને ભેટીને સૂતા હતા ત્યા તે વિદ્યાધરે ફરીથી રોષથી ઉપાડીને બન્નેને સમુદ્રમાં બીજી વાર ફેંકી દીધા.

૨૩૭ ફરી પણ સમુદ્રના કિનારે પૂર્વની જેમ પાછા બન્ને ભેગા થયા ત્યાં દઢવર્માનો પુત્ર ગુણવર્મા કુમાર સ્ત્રીની આગળ વૈરાગ્ય સહિત બોલ્યો

૨૩૮ અરે પૂર્વે કરેલા કર્મોને સૂર્ય, ચંદ્ર, દેવતા, વિદ્વાન અને બલભદ્ર વિગેરે મહાપુરુષો પણ અન્યથા કરવા શક્તિમાન નથી તે આશ્ચર્ય છે.

૨૩૯ પૂર્વે મહીપતિઓના મસ્તકોથી પૂજાએલા પાદપીઠ જે રાજ્યમાં છે એવું રાજ્ય કયાં છે અને ઉપરા ઉપરી આવતા મહાન ભોગવાતા દુ:ખો કયાં ?

૨૪૦ સતી ઈશાન રાજાની પુત્રી તે કનકવતીએ બીજા સેંકડો ધીર પુરુષોના ચરિત્રો કહી તેના મનનો ખેદ ક્ષણ વારમાં દૂર કર્યો.

૨૪૧ જેઓને મહાન સંપત્તિનો ઉદય થાય છે. તેઓને જ આપત્તિ આવે છે, બીજાઓને નહી. એ અર્થ જણાવવા માટે સૂર્ય તેજ સમયે અસ્ત થયો.

૨૪૨. સૂર્ય–અસ્ત થયા છતાં ચારે દિશામાં અંધકાર ફેલાય છે. પૂર્વને પશ્ચિમ દિશામાં કોઈ પંડિત વડે વિશેષતા જોવાતી નથી

૨૪૩ જ્યાં સુધી સૂર્ય, ચંદ્ર, ગુરુ, શુક્ર અને તારાગણનો ઉદય થાય નહી ત્યાં સુધી અંધકાર ફેલાય છે

૨૪૪. જ્યાં વર્ણનો ભેદ નથી તથા નાનામોટાનું અંતર નથી જેમાં શબ્દથી જ જ્ઞાન ફેલાય છે ત્યાં શું અંધકાર ન ફેલાય?

૨૪૫. ફેલાયેલા અંધકારના સમૂહથી અસ્તવ્યસ્ત અવસ્થાવાળા સમગ્ર જગતને જોઈને કિરણોને ધીમે ધીમે ફેલાવતા રાજાની જેવો ચંદ્રોદય થયો.

૨૪૬. અમૃત ઝરતો ચંદ્રોદય થયે છતે પક્ષે ચક્રવાક પક્ષિઓ વડે વિયોગની અત્યંત દુઃખરૂપી પીડા સહન કરાય છે તેમાં નિયતિ–ભાગ્ય જ કારણ છે.

૨૪૭. આશ્ચર્યની વાત છે કે જો ચંદ્ર ચાંદનીથી ઉત્પન્ન થયેલ અમૃતનું દાન કરતો ના હોય તો ચકોરના બચ્ચાંઓ ચાંદની પીધા વિના બળવાન કેમ બને? કારણ કે ચાંદની વિના બીજી વસ્તુથી સંતોષ થતો નથી.

૨૪૮. અપૂર્વ એવા ચંદ્રનો ઉદય થયે છતે સફેદ પાંખવાળાં ચક્રવાકને હંસી પતિ માનીને સેવે છે. અને ચક્રવાકી રાજહંસને ચક્રવાક માનીને આલિંગન કરે છે. તે આ ચંદ્રકિરણનો પ્રભાવ છે. આ ભ્રાંતિમાન અલંકાર છે

૨૪૯. વિનોદ પૂર્વક આનંદની વાતો તે કનકવતીની સાથે કરતાં, જાગતા કુમારે ફરી આવેલા તે વિદ્યાધરને જોયો.

૨૫૦. કુમારે તિરસ્કારપૂર્વક તેને કહ્યું કે બેવાર મને નિદ્રામાં રાખી[ª] તું છેતરી ગયો. હે પાપી! તું ઉભો રહે, બોલ હવે તું ક્યાં જઈશ?

૨૫૧. સારી રીતે ભય પામેલા તેના હાથમાંથી શસ્ત્ર પડી ગયું. શસ્ત્ર રહિત તે વિદ્યાધરને જોઈ કુમારે પણ પોતાનું શસ્ત્ર ત્યજી દીધું.

૨૫૨. તેના મસ્તકના આગળના વાળ ખેંચી, પકડી, રાજકુમાર બોલ્યો. રે હત પ્રતાપી! હમણાં શું તારૂ બલ વિગેરે ગિરે મૂક્યુ છે?

૨૫૩. તો મારાથી રક્ષાયેલો તું અહિથી હમણાં જા? કપટથી બળ વાપરવું ઉચિત નથી. મારું તીક્ષ્ણ શસ્ત્ર છતાં શસ્ત્ર રહિત તારીપર ઘા કર્યો નહિ.

૨૫૪. ભયથી પીડાતા તે વિદ્યાધરને કનકવતીએ કહ્યું, હે જડ! તું અજ્ઞાની છે, જેથી અનુચિત કાર્ય કરવા પ્રેરાયો છે. ત્યારે વિદ્યાધર બોલ્યો. મને સ્વામિ વિયોગથી બળેલી ગર્ભવતી વિધાધર પત્નીએ વારંવાર પ્રેરણા કરી છે.

૨૫૫ ગુણવર્મા બોલ્યો. આવું ફરી કરીશ નહિ. તેનું વચન સ્વીકાર કરી નમ્રબનેલા તે વિધાધરને ઉદારચિત્તવાળા બુદ્ધિશાળી કુમારે છોડી મૂકયો.

૨૫૬. તે દંપતીને તાપસ ઋષિએ નજીકમાં રહેલી નગરી પાસે મૂક્યા. સમીપમાં રહેલા સુંદર વૃક્ષોને જોવાની ઇચ્છાથી તે બન્ને જણા ઉદ્યાનમાં ગયા.

૨૫૭, મુનિ અને શ્રાવકની પર્ષદામાં રહેલા શ્રી ગુણરત્નસૂરિ જેઓ વિદ્યમાન ગુણના દરિયા છે એવા તે આચાર્યને બન્ને જણાએ જોયા.

૨૫૮. ધર્મોપદેશને આપતા એવા તે મુનિના ચરણ કમલોને પ્રમાણ કરીને ભ્રમરરૂપી યુગલ જેવા કુમાર અને તેની પત્નીએ ધર્મોપદેશરૂપી પરાગની આસક્તિથી અત્યંત પ્રીતિને ધારણ કરી.

૨૫૯. દેશના પૂરી થયા પછી ગુણવર્મા કુમાર બોલ્યો હે પ્રિયે! તારાવડે સંસારની અનિત્યતાને જણાવનારી આ સત્યવાણી બરોબર સંભળાય છે?

૨૬૦. હે પત્નિ આ ચારિત્રવંત મહાધર્મની ઉપદેશ આપનાર ઉત્તમ ગુરુ પાસે દુઃખ વ્યાપ્ત વિષયોની સેવાને છોડી હે દેવી હમણાં દીક્ષા લઈએ.

૨૬૧. ત્યારે પત્ની બોલી હે સ્વામી! સ્થાનને યોગ્ય વિચાર આપવડે કહેવાયો તે યોગ્ય છે પરંતુ હજુ મહાઉન્માદના કારણભુત આપણુ યૌવનપણું છે.

૨૬૨. હે પ્રાણપ્રિય! તે વિષયાદિભોગો આપણા વડે અત્યંત રીતે ભોગવાયા નથી તો તેઓમાંથી નિવૃત્તિ કેવી રીતે આપણે લઈ શકીએ!

૨૬૩. તો મહાન્ જ્ઞાની ગુરુને પૂછીને જેમ ઉચિત લાગે તેમ આપણે કરીએ એવી સ્ત્રીની વાત સાંભળી ગુણવર્માએ સ્ત્રીને સ્પષ્ટ આ પ્રમાણે કહ્યું.

૨૬૪. યૌવનપણું ઉન્મત્ત છે તે સંયમનો ઘાત કરનાર છે તે તારુ કહેવું ઠીક નથી હે સુંદરી યૌવનપણામાં પણ ઘણા જીવો જિતેન્દ્રિય દેખાય છે.

૨૬૫. વૃદ્ધાવસ્થામાં પણ ઇન્દ્રિયોને પરવશ થયેલા જીવો પોતાના કુલને કલંકિત બનાવે છે માટે યૌવન પણું જ ઉન્માદનું કારણ નથી. અસંતુષ્ટ ઇન્દ્રિયો જ ઉન્માદનું કારણ છે.

૨૬૬. મહાન પુરુષોથી સંતોષ કરાય છે પણ હીન આત્માઓ સંતોષ પામી શકતા નથી. જુઓ સંતોષ રૂપી રસાયણને પીને મોટા માણસો તપશ્ચર્યા કરે છે.

૨૬૭. હે પ્રિયે કોઈ જ્ઞાની ગુરુને પૂછીએ એમ જે તે કહ્યું તે પણ ઠીક નથી ધર્મમાં અંતરાય નામનુ કર્મ હોય છે.

૨૬૮. આ પ્રમાણે દીક્ષા સંબંધી કાંઇક અંતરાય છે એમ જાણી શીલથી પોતાની રક્ષા કરતી સ્ત્રીને બહાર ઉદ્યાનમાં મૂકી તે નગરમાં ગયો.

૨૬૯. તેણે જુગાર રમી કાંઇક ધન મેળવી રસોઈ કરનાર પાસે વીશીમાં જઈ વડા, રોટલા આદિ બનાવરાવ્યાં.

૨૭૦. તે રાંધેલા અન્નને પવિત્ર પડીયામાં રાખી લઈને ઉદ્યાનમાં રહેલી કમલના જેવી નેત્રવાળી સ્ત્રીને જલ્દિથી જમાડીને પોતે જમવા લાગ્યો.

૨૭૧ જમ્યા બાદ વૃક્ષ નીચે બેઠેલો તે ગુણવર્મા શૂન્ય હૃદયવાળી પોતાની સ્ત્રીને જોઇને ચંચલ ચિત્તવાળો મનમા વિચાર કરવા લાગ્યો.

૨૭૨. આ દુઃખી સ્રી પોતાના ભાઈઓનું સ્મરણ કરે છે કે બીજા કોઈનું! એમ વિચારી ગજરાજની જેવો પરાક્રમી તે રાજપુત્ર ઉભો થયો

૨૭૩ ત્યાં રહેલ રાજકુમારે ડરેલી હરણી જેવા ચંચલ નેત્રોવાલી ચારે દિશામાં જોતી પૃથ્વી ઉપર મનુષ્ય યુગલ ચિતરતી.

૨૭૪. જાણે મરતી ના હોય તેવી ઘણાં લાંબા શ્વાસોશ્વાસ છોડતી ગાલ ઉપર હાથ રાખેલી અને હુંકાર કરતી તેને જોઈ.

૨૭૫. આવી અવસ્થા તેની જોઈ રાજપુત્રે મનમાં વિચાર્યું કે કપટવાળી અવસ્થાથી ઓળખાઈ જતી શું આ કામદેવોના બાણોથી પીડાયેલી નથી લાગતી?

૨૭૬. આ હરિણાક્ષી મારો વિયોગ ક્ષણવાર પણ સહન કરવા માટે સમર્થ નથી જ્યારે ઘણો સ્નેહ હોય છે ત્યારે થોડો વિયોગ પણ ઘણું દુઃખ આપે છે

૨૭૭. મને આવતો જોઈને આ આકુલ મનવાળી જો થશે તો વડવાનલ સરખો મારો વિરહ એને સતાવે છે એમ હું માનીશ, જો મને આવતો જોઈને એ જો આકાર છુપાવશે તો બીજા પુરૂષમાં આ પ્રેમવાળી છે એ નક્કી જ છે.

૨૭૮. આવું વિચારી ગુણવર્મા તેની સામે આવવા લાગ્યો તે સ્રીએ પણ તેને જોઈ પોતાનો આકાર છુપાવી દીધો. તેણે પૂછયું હે દેવી શું તમારા ભાઈનું સ્મરણ થયું હતું? કારણ કે હમણા ઉદ્વેગ ચિત્તવાલું તમારૂં શરીર દેખાય છે.

૨૭૯. દંભ કેળવવાપૂર્વક રાજપુત્રને તેણે આદર પૂર્વક કહ્યું કે હે દેવ! આપના જેવા સ્વામી છતાં મને ભાઈઓનું શું કામ છે! આવું તેણીનું વચન સાંભળી કુમારે વિચાર્યું કે આ ગળામાંથી બોલે છે પણ હૃદયથી બોલતી નથી.

૨૮૦. અત્યંત પ્રેમ રૂપી સમુદ્ર જલમાં લીન બનેલા અમારે બન્નેનો અધિક પ્રેમ હોવાથી ખોટું બોલવું ઉચિત નથી એમ વિચારી તેની પાસેથી ઉભો થઈ ચારે બાજુ વનને જોતો છતો કોઈ પુરૂષ વડે બોલાવાયો.

૨૮૧. હે કુમાર! આ વનમા ગુણચંદ્ર કુમાર ફરવા માટે આવ્યો હતો તે અહિં છે! તેણે ઉત્તર આપ્યો હે ભાઈ તે સારી બુદ્ધિથી પૂછયું. તો કહે તે કુમાર સિંહ કોણ છે?

૨૮૨. તેણે કહ્યુ કે આ નગરમાં મેરુ સરખા બલવાળો ઈશાનચંદ્ર રાજા થયો પોતાની કાન્તિથી ચંદ્રને પણ જીતતો તેજસ્વી બુદ્ધિમાન ગુણચંદ્ર નામે તેનો પુત્ર છે

૨૮૩ કાંઈ કામ માટે મને અહિંથી મોકલી આ સ્થાને અલ્પ પરિવાર સાથે તે આવ્યો હતો પણ ક્રીડારસમાં આતુર એવા કુમારોનુ સ્થાન કયાંય જોવાયું નથી.

૨૮૪. ત્યારે પૂછાયેલો ગુણવર્મા કુમાર કપટ સહિત બોલ્યો. ઇષ્ટવસ્તુ મેળવી તાપ રહિત બની તે પોતાના મહેલમાં ગયો ફરી પણ તે પુરૂષે પૂછયું કામદેવની જેવી મનોહર રૂપવાળી તે સ્રી તેની સાથે મલી ગઈ શું?

૨૮૫. કુમાર બોલ્યો, કેવલ મલી એટલું નહીં, અનુપમ પ્રેમવાળી તે નારી ગુણચંદ્ર સાથે ગઈ. તે સાંભળીને તે પુરૂષ બોલ્યો તેની સાથે ગઈ તે ઘણું સારૂ થયું જેનો ભાગ્યોદય થાય તેજ તેની સાથે જાય.

૨૮૬. ખરેખર જે પ્રથમ દેખતાં જ અતુલ્ય પ્રેમ ઉત્પન્ન થાય તે વચનથી પણ ન કહી શકાય એવો હોય છે તેમાં જન્માંતરનું કારણ સંભવે છે જ. સ્ત્રી પુરૂષના પ્રેમને અધિક બલવાન બનાવે છે.

૨૮૭. આ પ્રમાણે કહીને તે પુરૂષ ગયે છતે ગુણવર્મા કુમાર ચિત્તમાં વિચારવા લાગ્યો કે કેટલીક સ્ત્રીઓના પ્રેમને જાણવા માટે મનુષ્યો સમર્થ થતા નથી. બ્રહ્માએ કામિનીઓના ચંચલ મનને શું વીજળીથી બનાવેલા હોય છે? વા સંધ્યાના રાગથી? વા મેઘ ધનુષ્યથી બનાવેલા હોય છે?

૨૮૮ એને સિદ્ધ કરનાર કોઈ મંત્ર નથી, તેવું કોઇ ઔષધ નથી. તેવો કોઇ યંત્ર નથી. તેમજ ત્રણે લોકમાં કોઈ તંત્ર નથી. વાયુથી ઉડતી મહેલના ઉપર રહેલી ધજાના છેડા જેવું સ્ત્રીઓનું ચંચલ મન કોઇથી પકડી રખાતું નથી.

૨૮૯ જે (કનકવતી) ના પ્રેમબંધનથી સદગુરૂનો સંગમ મેં છોડયો. અરે તે પણ આવી વિવેક રહિત થઈ કેવી ભાગ્યની રમત છે. છતાં તેના મામાનું નગર અત્યંત નજીક છે. એમ સંભળાય છે તો પહેલાં તે નગરીમાં આને મૂકી હું પોતાનો જન્મ સફલ કરું.

૨૯૦ આ પ્રમાણે વિચારી તે જ નગરમાં તે સ્રી સાથે દ્વારપાલ વડે જણાવી તેના મામાના ઘરમાં પ્રવેશ કર્યો. તે મામો આનંદ દેખાડતો તે ભાણી અને જમાઇને મહોત્સવ પૂર્વક લાવી મહેલ અને વસ્ત્રોથી સન્માન કર્યું.

૨૯૧ એક દિવસ રાત્રિમાં તે સુતી એવી કનકવતી સ્રીને છોડી, ઉત્તમ ગુરૂ પાસે જઈ, દીક્ષા લઈને શુદ્ધ ચારિત્રનું પાલન કરી અંતે અણસણ આદરી કાલ કરી દેવલોકમાં ઉત્પન્ન થયો.

૨૯૨ તે દેવલોકથી ચ્યવી. પવિત્ર કુલ શીલવાળો ફરી મનુષ્ય જન્મ મેળવી, દીક્ષા લઈ, તપશ્ચર્યા કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરી અંતે મોક્ષને પામશે.

૨૯૩ આ બાજુ નિદ્રારહિત થયેલી કનકવતીએ પતિને જોયો નહિ તેથી વક્રપણાએ વિલાપ કરવા લાગી. તેનો મામો તેને રોતી સાંભળી ઉતાવળો આવેલો બોલ્યો.

૨૯૪ હે પુત્રી! તું રોઇશ નહિ. તે જમાઈ કોઈ કામ વાસ્તે ગયો હશે તેને દેવ પણ અનિષ્ટ કરવા સમર્થ નથી. આ પૃથ્વી પર પોતાના અંગત માણસો મોકલી શોધીને તેને હું બોલાવીશ. તું સુખીથા-અને ધર્મધ્યાન કર તારે જરા પણ દુખી થવું નહિ.

૨૯૫ આ પ્રમાણે કહી પોતાના અંગત માણસો મોકલી ચારે બાજુ ચૌટામાં નગરમાં બધે શોધ ચલાવી. પરંતુ ક્યાંય પણ ગુણવર્માકુમારને જોયો નહીં તેથી લોકોએ આવીને રાજાને જણાવ્યું તેણે કીધું કે ભાણી આગળ કોઇએ આ વાત કહેવી નહિ.

૨૯૬ તે સ્રી પણ વિચાર કરવા લાગી કે મારી વર્તણુંક જાણતો હોવાથી નિશ્ચે મનમાં દઢ વૈરાગ્ય ધારણ કરી પ્રથમ પણ ઉત્તમ ગુરૂની વાણી વડે સંસારમાં રાગ રહિત હતો. ને હમણાં મારૂ ખરાબ આચરણ જોવાથી વૈરાગી બન્યો હશે.

૨૯૭ તેણે નિશ્ચે વિદ્વાન મુનિ પાસે દીક્ષાને ગ્રહણ કરી હશે હમણાં ખોટા વિચારોથી સર્યું. હું મારો સ્વાર્થ સિદ્ધ કરૂં એમ વિચારી મામા રાજાને છેતરી દુષ્ટ વિચારવાલી તે ક્ષણે કાંત વડે ચંદ્ર જેવા ગુણચંદ્રની પાસે જઈ તેને પતિ બનાવ્યો.

૨૯૮ તેના ઉપર રાગી બનેલા પોતાના પતિને જોઈ બીજી પત્નીઓ ઘણી દુઃખી થઈ એકાન્તમાં ભેગી થઈ એક બીજાને સ્પષ્ટ રૂપમાં કહેવા લાગી.

૨૯૯ જાજ્વલ્યમાન મોટા અગ્નિકુંડમાં પ્રવેશ કરવો સારો, વળી મોટા મગર-મચ્છોથી ભરેલા ઉછાળા મારતા સમુદ્રમાં પડવું સારૂં, ક્રોધી બનેલા આશીવિષ સર્પના મુખમાં હાથ નાખવો સારો, પરંતુ શોકયના અપમાનથી દુઃખીઆરી સ્ત્રીઓનું જીવન સારૂં નથી.

૩૦૦ જ્યાં સુધી આ જીવતી છે ત્યાં સુધી સ્વામિસંગનું સુખ આપણને મલશે નહીં સ્વામિ વિનાનું સૌંદર્ય તથા આ જીવન નક્કામું છે. તો તેણીને કોઇ ઉપાયે શોકયોએ ઝેર અપાવ્યું અને રૌદ્રધ્યાનથી તે મરી ગઈ.

૩૦૧ પૂર્વે કરેલાં પાપોથી તે ચોથી નારકીમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી નીકળી આ દુઃખથી ભરેલા સંસારમાં ભમશે. વિષય ભોગવાળા જીવોને સર્વ જગ્યાએ દુઃખ મળે છે. એમ જાણી હે કુરૂચંદ્ર રાજા! તે વિષયોને સ્વાધીન બનાવી કલ્યાણોનું સેવન કર.

૩૦૨ આ શ્લોકનો અર્થ પૂર્વ પ્રમાણે છે. આ ૧૬ મો સર્ગ પન્યાસ શ્રી પ્રિયંકર વિજયજી ગણિ વર્યે બાલજીવોને સુગમતાથી સમજાય તેથી ગુજરાતી ભાષામાં અર્થ રૂપે લખ્યો છે.

# સર્ગ ૧૭

૧. ચારે ગતિના મહાન દુઃખોને શમાવવામાં અમૃતની વાવડી જેવી શીતલ વાણી ભગવાન શાંતિનાથની દેશના તમારા કલ્યાણ માટે થાવ.

૨ જ્ઞાનરૂપી સૂર્યને ઢાંકવામાં નવા મેઘજેવા ક્રોધ, માન, માયા, લોભ વગેરે ચારે કષાયો દુર્ગતિના મિત્રો છે.

૩. જો કષાયો સાથે સંબંધ રાખો તો તપ નિયમથી સર્યું. ને તેની સાથે સંબંધ ન રાખો તો પણ તપ નિયમોથી સર્યું.

૪. જે અજ્ઞાની જીવો કષાયોને સેવે છે. તે આ લોકમાં અને પરલોકમાં અગ્નિશર્મા બ્રાહ્મણની જેમ દુઃખી થાય છે. તે વાત કહે છે.

૫. આ ભારતક્ષેત્રમાં કાશીદેશને શોભાવનાર ઘણા ધાન્યોની ઉત્પત્તિ થતી હોવાથી મનોહર શ્રી પુંડ્રવર્ધન નામનુ ગામ છે.

૬. ત્યાં યજ્ઞ કરવામાં તત્પર યજ્ઞદત્ત નામનો બ્રાહ્મણ છે. ચંદ્રના જેવા મુખવાળી સોમા નામની તેની સ્રી હતી.

૭. તે બન્નેનો પુત્ર અગ્નિશર્મા કલાઓમાં કુશલ હતો. તેના પિતાએ વિજળીના જેવા ગૌરવર્ણવાળી સત્યા નામની સ્ત્રી સાથે તેને પરણાવ્યો.

૮. યજ્ઞદત્તના ઘરે કુંડ જેવા ઊધવાળી ચંદ્રા નામની ગાય હતી. તેનું દૂધ તે દરરોજ દોહતો હતો.

૯. એક દિવસ દોહતી વખતે સ્તનમાં પીડાપામતી ગાયે પોતે પાટુ મારવા વડે તેને વગાડયું.

૧૦. હાથમાં રહેલી દૂધની ભરેલી દોણી પડી અને ભાંગી ગઈ. લાતના મારથી અધમ તે બ્રાહ્મણ ક્રોધી બન્યો.

૧૧. લાકડી ઉપાડી તે ગાયને સખત મારવા લાગ્યો. તે ગાય પ્રહારની પીડાથી દુઃખી થઈ ધરણી ઉપર ઢળી પડી.

૧૨. શું થયું! એમ ભ્રમિત બનેલી તેની સ્ત્રી આવીને તેને બોલી. વિશેષ જ્ઞાન નહિ હોવાથી લોકો તેને પશુ કહે છે.

૧૩. હે સ્વામી? તે અજ્ઞાની પશુમાત્રને મારવાથી શું? જાણુકાર તમે દૂધ માત્રની પ્રાપ્તિ કરાવનાર તે ગાયને શા માટે હણી?

૧૪. આ પ્રમાણે બોલતી ગર્ભવતી સ્ત્રી ઉપર રોષથી લાલચોળ બનેલા તેણે લાકડી મારવાથી તેણી મરી ગઇ.

૧૫. તેને દુઃશાપ દેતાં માતા પિતાને તેણે માર્યાં. ક્રોધ કરતા તેવા માણસો ચાંડાલ કરતાં વિશેષ નથી;

૧૬. આવું ખરાબ સાંભળી ગામના લોકો જલ્દી આવ્યા અને તેવાં કર્મ કરનાર બ્રાહ્મણને ધિક્કારવાં લાગ્યાં.

૧૭. બ્રાહ્મણ, સ્ત્રી, ગર્ભ તથા ગાયની હત્યા જેણે કરી તેવા કર્મ કરનારાનું મુખ જોવા લાયક નથી, તેનાથી બોલવામાં પાપ છે.

૧૮. આ પ્રમાણે પરસ્પર બોલતા લોકોને તે જ પ્રમાણે દંડ લઇ ક્રોધથી કંપતો તે મારવા દોડયો

૧૯. તેને સિપાઈઓએ પકડી જેલમાં નાખ્યો. ત્યાં વિવિધ દુઃખો સહન કરતો આયુષ્ય પુરું કરી મરણ પામ્યો.

૨૦. મરીને સાતમી નરકમાં નારક થયો. અતિશય પીડા સહન કરી આયુષ્યપૂર્ણ થયે મોટા સમુદ્રમાં મત્સ્ય થયો.

૨૧. મરીને પાંચમી નરકે ગયો, ત્યાંથી નીકળી ગંગાદ્રહમાં માછલો થયો અને માછીમારોએ માર્યો.

૨૨. મરીને પક્ષી થયો જાળમાં પકડાયેલા તેનો પારધિએ નાશ કર્યો. તે અકામ નિર્જરાથી દુઃખ ભોગવવા લાગ્યો

૨૩ ફરી ત્યાંથી કુજરાવર્ત નગરમાં બ્રાહ્મણ થયો. વિષયોથી કંટાળી વૈરાગ્યથી તાપસ બન્યો.

૨૪. અજ્ઞાનપૂર્વક કષ્ટકારી તપ કરતો આયુષ્યપૂર્ણ કરી, મરી, વ્યંતર દેવ થયો.

૨૫—૨૬. ત્યાંથી ચ્યવી ધનધાન્યથી શ્રેષ્ઠ એવા મહાનંદ નગરમાં શ્રી સોમ રાજા અને નંદામાતાની કુક્ષિમાં ઉત્પન્ન થયેલો માનરાજ નામનો પુત્ર થયો. ધાવમાતાથી ઘણું કહ્યાં છતાં કોઇને માથું નમાવતો નથી.

૨૭ બાલ્ય અવસ્થાથી ઉદ્ધત હોવાથી કોઈ કલા શીખ્યો નહિ. શુક્ર ગ્રહની શોભાને ફેડનાર સૂર્યની જેમ તે બીજાને પીડા કરનારો થયો.

૨૮. અવિચારી જડ જેવો તે યુવાવસ્થામાં દેવને નમ્યો નહિ, તેમ ગુરૂને પણ નમ્યો નહિ

૨૯. શ્રી સોમરાજાએ યુવાનીમાં બધા ગુણોવાળી કન્યા સાથે તેને પરણાવ્યો.

૩૦. એક દિવસ શયન ઘરમાં માનરાજ પતિને કન્યાએ કહ્યું, હે સ્વામી! કાંઈક પ્રશ્નોતરી કથા કહો.

૩૧. આ સ્ત્રી કાંઈક જાણકાર સ્વભાવથી ઘણું અભિમાન રાખે છે અને ખરાબ વિચારવાળી મારી મશ્કરી ઉડાવે છે

૩૨ તેવી સ્ત્રી વડે શું કામ છે કે જે અભિમાન કરે છે. જે રસોઇ ખારી હોય તેનું શું કામ?

૩૩ આમ વિચારી તેણે બુદ્ધિશાળી સ્ત્રીનો પણ ત્યાગ કર્યો. તે આંખથી પણ સામે જોતો નથી તો બોલવાની તો વાત જ શી?

૩૪. આ રીસાયો છે એમ માની તેણીએ એક દિવસ કહ્યું, હે સ્વામી? મેં તમારો કાંઇ અપરાધ કર્યો નથી.

૩૫. તો હે સ્વામી? દાસી એવી મારીપર આવો ક્રોધ કેમ કરો છો? સ્વામી પ્રસન્ન હોય તો સ્ત્રીનું મન પણ પ્રસન્ન રહે છે.

૩૬ એ પમાણે મનાવ્યા છતાં તે તેને કાંઈ બોલ્યો નહિ ત્યારે તેના પગમાં માથું નમાવીને મનાવ્યો.

૩૭ પંડિતાઈથી અભિમાની હેપાપિણી? મારી આંખ આગળથી ખસ, આ પ્રમાણે અયોગ્ય બોલી, તેણીને ઘરથી બહાર કાઢી મૂકી

૩૮. ભૂતવડે પરાભવ પામેલા જેવી તેની પત્ની મહેલની બહાર રહેલી વાવડી પાસે જઈને આમ બોલી.

૩૯. હે દેવો? હે દેવીઓ? મારી આ વાણી તમે સાંભળો. હું અપરાધને નહિ જાણતા છતાં મારો પતિ મારા પર રોષિત બન્યો છે.

૪૦. ને ગળે પકડીને ઘરથી બહાર કાઢી મૂકી તો તેનાવિના હુ જીવી શકું તેમ નથી માટે મરુ છું.

૪૧ પરલોકમાં તમારી મહેરથી આ સ્વામી મને મલજો એમ કહી પાણીમાં ઝંપાપાત કર્યો ને તરતજ મરણ પામી

૪૨. તેની પાછળ આવી ગુપ્તપણે ઝાડ પાછળ સંતાઈ રહેલા તેના પતિ માનરાજે આ સાંભળીને પણ અભિમાનથી તેનું રક્ષણ કર્યું નહીં

૪૩ એક દિવસ સોમરાજા સભામાં બેઠો હતો ત્યારે કોઈક પ્રસંગે સિંહ નામનો સામંત પોતે આવી વાણી બોલ્યો.

૪૪. હે રાજા ? બીજા મોટા મોટા રાજાઓ ઘણા છે તે છતાં વપ્રરાજના કોઇ લોકોત્તર ગુણો છે.

૪૫ રાજાના સિંહાસન પાસે બેઠેલો માની રાજપુત્ર ક્રોધકરીને બોલ્યો કે હે શઠ! તું માંરી આગળ તેની પ્રશંસા કેમ કરે છે?

૪૬. સરલ સામંત અંજલિ જોડીને બોલ્યો, હે દેવ તમે કેમ ક્રોધ કરો છો? સાધુ પુરૂષની પ્રશંસા કરવામાં દ્વેષ કરવો નકકામો છે.

૪૭ ક્રોધ કરતા રાજકુમારને સુબુદ્ધિ મંત્રીએ કહ્યું, સ્વાભાવિક પ્રશંસા કરતાં હે કુમાર તું ક્રોધી બન્યો.

૪૮ તેનું કહેલું સાંભળી ફરી તે અત્યંત ક્રોધિત થયો. તલવાર કાઢીને મંત્રીને મારવા માટે દોડયો

૪૯. ક્રોધથી બળી ગયેલા વિવેક વાળો આ પુત્ર મંત્રીને મારે નહીં એ માટે સોમ રાજા વચ્ચે ઉભો રહ્યો

૫૦. આ ક્રૂરમાં ક્રૂર કર્મી છે કે જે પક્ષ કરે છે. તેથી મારે રાજાને હણવો જોઇએ. એમ વિચારી માની રાજાએ પિતા સોમને હણ્યો.

૫૧. તેવું જોઈને ધિક્કારતા રાજાઓને મારવા જતાં તેઓએ બલથી તેની તલવાર ખેંચી લીધી અને તેને બાંધ્યો.

૫૨. માની એવો તે જીભ ને દાંતથી કરડીને મરણ પામ્યો. ઘણા દુઃખને ધારણ કરતો છઠ્ઠી નરકે નારક થયો.

૫૩. ત્યાંથી નીકળી અંજન પર્વત ઉપર તેના નામ જેવા શ્યામ રંગવાળો મોટો ભુંડ થયો.

૫૪. જંગલમાં ફરતાં નાગરમોથના ગુચ્છા અને કદંબવૃક્ષની છાલનું ભક્ષણ કરતો યુવાનીમાં ભુંડણો સાથે ક્રીડા કરતો ફરતો હતો.

૫૫. નરસિંહ જેવા પરાક્રમવાળો સિંહધ્વજ નામનો રાજા શિકાર કરવા માટે તે પર્વતમાં આવ્યો.

૫૬. ભુંડ અભિમાનથી તેની સન્મુખ ચાલ્યો. બંદી લોકોએ રાજાને કહ્યું કે અરણ્યમાં મોટો શૂરવીર જેવો ભુંડ ચાલ્યો જાય છે.

૫૭. તે રાજાએ એકજ બાણ વડે તેને હણ્યો. તે મરી તેજ ઠેકાણે પર્વત જેવો હાથીપણે ઉત્પન્ન થયો.

૫૮. તે હાથી યૌવનપણામાં હાથણીઓ સાથે ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતાં વૃદ્ધાવસ્થાને પામ્યો.

૫૯. એક વખત ભયંકર ઉનાળાના તાપથી પીડાતો તરસ્યો તે કોઈ ખાબોચિયામાં પાણી પીવા ગયો.

૬૦. કીચડ કાદવમાં ખુંચતાં નીકળવા અસમર્થ બનેલો મધ્યસ્થ ભાવથી સાતમે દિવસે મરણ પામ્યો.

૬૧. ૬૨. મરીને ભરતક્ષેત્રમાં સુંદરશાલી નામના ગામમાં નંદન શેઠ અને સુંનદાની કુખમાં ઉત્પન્ન થયો.

૬૨. તે પુત્ર માયાદેવ તરીકે પ્રસિદ્ધ થયો. સમુદ્રની ખારાશની જેમ તેનામાં પણ માયા એજ દૂષણરૂપ બની.

૬૩. દેવપ્રસાદ વણિકઅને દેવમતી માતાની પુત્રી નંદિનીને યુવાપણામા પિતાએ પરણાવ્યો.

૬૪ પિતા મરણ પામે છતે હંમેશા દુકાને બેસતાં બાલ આદિ બધા લોકોને તોલ માપમાં છેતરવા લાગ્યો,

૬૫. તેને સરલ એવો સોમદેવ નામે વણિક મિત્ર હતો. એક દિવસ તેણે તેને એકાન્તમાં કહ્યું

૬૬ હે મિત્ર! જીવોને અકસ્માત આપત્તિ આવે ત્યારે પોતાના ક્ષેમ કુશલ માટે તેણે દ્રવ્ય દાટી રાખવું જોઈએ.

૬૭. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે, "આપત્તિ માટે ધનનું રક્ષણ કરવું" સાચું જણાય છે. જે શાસ્ત્ર પ્રમાણે ચાલનાર મહાન પુરુષ થાય છે.

૬૮. યોગ્યજ છે. એમ કહી તે બન્નેએ ગામના સીમાડે જઇ, ચારે બાજુ જોઈ પોત પોતાનું ધન દાટયુ.

૬૯. એક દિવસ નંદન પુત્રે રાત્રિમાં એકલા જઇને બન્ને નિધિ કાઢીને પોતે પોતાના ઘેર લઈ આવ્યો

૭૦ ૭૧ કેટલોક કાલ ગયે છતે સોમે તેને કહ્યું, હે મિત્ર? આપણું ધન દાટેલું છે. તે કોઇએ કાઢયુ છે કે તેમજ છે?

હે મિત્ર? જઇને જોવાથી ભાગ્યની પરીક્ષા થશે. પુણ્ય અને ધનમાં મહાન કોણ છે તે ભેદ જણાશે.

૭૨. મિત્રનું વચન માનીને ચંદ્ર જેવા મુખવાળો સોમ, સરલતાથી તેની સાથે તે જગ્યા પર ગયો.

૭૩ ખાલી તે સ્થાન જોઈ માયાદેવ ખેદ કરતો છતો જલ્દી મરનારની જેમ ધરણીપર આળોટવા લાગ્યો.

૭૪ સન્નિપાતની જેમ અતુચ્છ મૂર્છા પામ્યો. ભાગ્ય વડે હું છેતરાયો છું. ને બીજો કોઈ મારતો ના હોય તેમ બુમો પાડવા લાગ્યો.

૭૫ જાણે પુત્ર મરી ગયો હોય તેમ છાતી કુટવા લાગ્યો. કાંઈક ચેતનતા પામી મૂર્ખ તે વિલાપ કરવા લાગ્યો

૭૬ રે ભાગ્યદેવ? પૂર્વ ભવમાં મેં તારો શો અપરાધ કર્યો હતો જે મારું દાટેલું ધન બીજા વડે છીનવી લેવરાવ્યું

૭૭ જે મારા હિતને માટે ઘરની બહાર દાટયું તે અભાગ્યે ચોરાઈ ગયું તો કોની આગળ જઈને ફરિયાદ કરૂં.

૭૮. આ પ્રમાણે કપટથી કુબુદ્ધિમિત્ર વિલાપકરી સોમદેવમિત્રની પ્રેરણાથી ઘેર આવ્યો

૭૯. જન્મથી માંડી જગતને છેતરતો, ધન ને છોડી, આત્માને છેતરી, મરીને સ્કંદ નામના ધોબીના ઘેર ગધેડીપણે ઉત્પન્ન થયો

૮૦ ત્યાં પણ ભાર ઉપાડવાથી થોડું આયુષ ભોગવી, મરણ પામી, અલ્પદૂધ આપતી કુતરીના બચ્ચા કુતરી પણે જન્મ લીધો.

૮૧. હડકવા થઈ, મરી શીયાળ થઈ, ત્યાંથી મરી, રત્નપ્રભા નરકમાં નારકપણે ઉત્પન્ન થયો. પોતાનું આયુષ્ય પૂર્ણ કરી.

૮૨. નરકમાંથી નીકળી ગિરિવર્ધન નગરમાં વામાત્રા પિતા અને અનુદ્ધરી માતાનો પુત્ર થયો.

૮૩. સમુદ્ર જેમ જલની ખાણ છે તેમ ધનનો અતિલોભી ને મહાદોષી લોભાનંદ નામે પ્રસિદ્ધ થયો.

૮૪. વહાણમાં બેસી શું સુવર્ણદ્વીપ જાઉં ? કે રત્ન ઉત્પન્ન કરનાર રોહણાચલ જાઉં ?

૮૫. કોઇ મંત્ર લાવીને ગુફામાં પ્રવેશ કરૂં ? કોઇ ધાતુવાદીની સેવા કરી ધન એકઠું કરૂં ?

૮૬. યુવા અવસ્થામાં જેણે ધન મેળવ્યું નહિ, તે મૂર્ખ વૃદ્ધ થયા છતાં કઈ રીતે ધનનું સુખ મેળવશે.

૮૭. મનુષ્યો પાસે ધન છતાં દોષ પણ ગુણ રૂપે બની જાય છે તેથી નવું ધન મેળવવા હું પ્રયત્ન કરીશ.

૮૮. આવું હૃદયમાં વિચારી માતાપિતાને જણાવ્યું પુત્ર પ્રેમથી તેમણે હિતકારી વચન કહ્યું.

૮૯. ગેંડાના શૃંગ જેવો અમારો તું એકનો એક પુત્ર છે તેથી હે પુત્ર ! તારો વિરહ સહવા અમે સમર્થ નથી.

૯૦. અહીં રહીને વેપાર કરી ધન મેળવ અને અમને સુખ બતાવી, આનંદ આપી અમને રાજી રાખ.

૯૧. આ પ્રમાણે રોકયા છતાં કહ્યા વિના તે ગયો. સાગર કાંઠે રહેલા ગંભીરપુર નગરમાં પહોચ્યો.

૯૨. નગરમાં ફરતો તે વહાણવટીના ઘેર ગયો. ત્યાં વહાણને તૈયાર કરતો જોઈ આનંદિત થયો.

૯૩. વેપાર કરવા જતા ગુણસાગર શેઠનો નોકર બનીને શેઠની સાથે તે પણ ગયો.

૯૪. પરિચય વિનાના પુરુષનો પણ જે વિશ્વાસ કરે છે તે સજ્જન પુરુષો શું વખાણવા લાયક નથી ?

૯૫. અનુકૂળ પવનથી વહાણ વેગપૂર્વક રત્નદ્વીપ પહોંચ્યું. પહેલાં સાંભળ્યું હતું કે ત્યાં અધિક લાભ થશે એમ માનીને શેઠ ખુશ થયો.

૯૬. તે ગુણસાગરની ભેટ માત્ર જોઈ રાજા ખુશી થયો. અને તે વેપારીનું અર્ધું દાણ માફ કર્યું.

૯૭. બજાર ભાવ જાણી, લાવેલો માલ વેચી નાખ્યો અને બીજો માલ ખરીદ કરીને ગુણસાગર શેઠે વહાણ પોતાના નગર તરફ હંકાર્યું.

૯૮. ચોરાદિ આવા મૂલ્યવાળાં રત્નો જોશે તો મને દુઃખ થશે. કારણ કે, લોકો પ્રાયે બીજાના ધનને ઈચ્છે છે.

૯૯ બીજાનું ધન અને સ્રી જોયે છતે જેઓ ઈચ્છા કરતા નથી તેવા વીતરાગી પુરૂષો જગતમાં દુર્લભ નથી શું ?

૧૦૦. એમ વિચારી કેટલાક કિંમતી રત્નો વહાણવટિયા લોક ન જાણે તેમ ગુપ્તરીતે સંતાડી દીધાં.

૧૦૧. તટસ્થ રહેલા લોભાનંદને મૂલ્યવાન રત્નોને સંતાડાતાં જોઈને તેને ચોરવાની ઈચ્છા થઈ.

૧૦૨. માલિક સાવધાન હોય તો લેવામાં અસમર્થ છતાં તેને મારવાની ઈચ્છા કરી. કારણ કે લોભી શું શું કરતો નથી ?

૧૦૩. છિદ્રોને જોતાં તેણે બીજે દિવસે શરીરની ચિંતામાં વ્યાકુલ તે ગુણસાગરને દરિયામાં નાખી દીધો.

૧૦૪. વહાણ દૂર ગયે છતે કોઈ એક નોકર જાગ્યો. શેઠને નહિ જોવાથી વજ્રથી હણાયેલા જેવો થઈ ગયો.

૧૦૫. ત્યારે તેણે ચેતના પામી બીજાને જણાવી સુકાનીને કહ્યું કે હે ભાઈ થોડી વાર વહાણને થોભાવ.

૧૦૬. શા માટે? તેણે કહ્યું કે સ્વામિ દેખાતા નથી. તે બોલ્યો, મલ વિસર્જન કરવા સ્વામી ગયા છે.

૧૦૭. તેટલામાં વહાણ સો યોજન ગયાં. કાયચિંતા માટે ગયેલા સ્વામી અત્યારે જોવામાં આવતા નથી.

૧૦૮ તમારા આગ્રહથી તે છતાં હું તપાસ કરૂં. આ પ્રમાણે કહી બુદ્ધિમાન નાવિકે વહાણ અટકાવ્યાં.

૧૦૯. તેણે ચારે બાજુ નાવડીઓ નાખીને માલિકને જોયો. છતાં તેની ક્યાંય વાત સરખી મલી નહિ.

૧૧૦. શોકાકુલ થયેલા તેમની પ્રેરણાથી વહાણ આગળ ચાલ્યું અને નગરમાં તેના માલિકને વહાણ સોંપ્યું.

૧૧૧. તે લોભાનંદ નોકરને, વહાણવટીએ ઉચિત ધન આપીને રજા આપી. ચોરેલા રત્ન લઈ તે પોતાની નગરી તરફ ચાલ્યો.

૧૧૨ ૧૧૩. મારો સુંદર વેશ જોઇ ચોરો રત્નો લઈ લેશે અને તલવારથી મારી નાખશે. એમ માની તે રત્નો ફાટેલી તુટેલી ગોદડીમાં સીવી લીધા. અને ભિક્ષુક વેષમાં સ્વસ્થ-બની ગંભીરપુરથી નીકળ્યો.

૧૧૪. તેના જવાના માર્ગમાં ચોરોની પલ્લિ હતી. ઝાડ ઉપર રહેલું પંખી તે ચોરોની આગળ આમ બોલ્યું.

૧૧૫. હે ચોરો! કરોડોનુ દ્રવ્ય આવી રહ્યું છે તે લઈ લો, જેથી ક્યારે પણ તમો દરિદ્ર રહેશો નહીં.

૧૧૬. આમ સાંભળી ખુશ થયેલા ચોરોએ ચારે બાજુ તપાસ કરી પરંતુ તેટલું દ્રવ્ય આવતું જોયું નહીં

૧૧૭. કન્થાથી વીંટાયેલ લોભાનંદીને નજીક જોયા છતાં ચોરોએ છોડી દીધો છતાં તે પક્ષી ફરી બોલ્યું.

૧૧૮. તમે જોતાં છતાં ક્રોડ દ્રવ્ય ગયું આમ સાંભળી મુખ્ય ચોરે તેને ફરી બોલા-વીને જોયો.

૧૧૯. લાખો જુઓ ને? કરોડો લીખોની આધારભૂત મારી ગોદડી છે બીજું કાંઈ નથી, એમ કહ્યુ ત્યારે છોડી મૂકયો.

૧૨૦. પોપટની જેમ સ્પષ્ટ વાણીમાં પૂર્વભવના શત્રુની જેમ ફરી તે પક્ષી બોલ્યો.

૧૨૧. આ પક્ષીની વાણી કદી ખોટી હોતી નથી. એમ માનીને તે કન્થાને લઇ મરે-લાની જેમ છોડી મૂકયો.

૧૨૨. તેમ કર્યા છતાં તે પક્ષી ચુપ થઈને રહ્યો, કન્થાને ખોલી રત્નોને ચોરોએ લઈ લીધાં.

૧૨૩. ધન વિના હૃદયમાં ચિંતા કરતો લોભાનંદ પાછો તે જ નગરમાં આવ્યો કારણ કે તેવું ધન બીજે મલતું નથી.

૧૨૪. આ બાજુ સમુદ્રમાં નાખી દીધેલા સાગરશેઠને ભાગેલા વહાણનું એક પાટિયું મલ્યું.

૧૨૫ સમુદ્રમાં વાયુથી પ્રેરિત મોજાઓમાં આમતેમ ફરતો સાતમે દિવસે પોતાના નગરમાં આવ્યો.

૧૨૬. નગરમાં તેને જોવા માત્રથી ખુશી થયેલા લોકોએ વધામણાપૂર્વક ઘણુ ધન ખર્ચીને મહોત્સવ કરાવ્યો.

૧૨૭. અનુક્રમે લોભાનંદ ફરતો દૈવયોગે તે જ ઘરમાં આવ્યો. તેની વાત જાણવાથી સગાંઓએ રોષ કર્યો.

૧૨૮ દોરડાથી બાંધી રાજાની આગળ તેઓ લઇ ગયા. તેના ખોટા કાર્યથી ક્રોધી થયેલા રાજાએ તેના વધનો હુકમ કર્યો.

૧૨૯. સહન થઈ ન શકે તેવી ઘણી પીડાથી પીડાતો અશુભ ધ્યાનથી મરી ચોથી નરકે ગયો

૧૩૦. નરકમાં ઉત્કૃષ્ટ આયુષવાળો વિવિધ વેદના ભોગવતો ક્રોધાદિ ચારે કષાયોના મેલથી મહાન દુઃખનું કારણ થયો.

૧૩૧ હે કુરુચંદ્ર! જેનો છેડો નથી એવા આ સંસારમાં લોભ નામનો ત્રીજો પ્રમાદ ભમાવશે. માટે તેવા પ્રમાદને છોડો.

૧૩૨. હે કુરૂચંદ્ર રાજા! નિદ્રારૂપી ચોથો પ્રમાદ છે તેને છોડો. જેનાથી આલોક અને પરલોકમાં સુખ મલતું નથી,

૧૩૩. નિદ્રાળુ જીવ ધન તથા બુદ્ધિના નાશથી આ લોકમાં અને પરલોકમાં ભાનુદત્તની જેમ દુઃખો પામે છે.

૧૩૪. તેની કથા કહે છે. સિદ્ધાર્થ નગરમાં શત્રુંજય રાજા થયો. તે ચક્રવાક પક્ષીની જેમ લોકના શોકને દૂર કરનારો થયો.

૧૩૫. તે રાજાને વનમાલા નામની રાણી હતી તે બુદ્ધિવાળી કલાવાન ગૌરી નામથી પણ પ્રસિદ્ધ હતી.

૧૩૬. તે જ નગરમાં ભાનુદત્ત ગ્રહસ્થ દરિદ્રી રહેતો હતો. પ્રાયે લક્ષ્મી અને સરસ્વતી નો સહવાસ પુણ્યશાળીને ત્યાં હોય છે.

૧૩૭. ધન વિના કોઇ કોઈનું સન્માન કરતું નથી. તેવું વિચારી તે ધન મેળવવા નીકળ્યો.

૧૩૮. કામી જેવો આ ભાનુદત્ત એક દેશથી બીજે દેશ ફરતો સમુદ્ર કિનારે આવી, રત્નની શોધ માટે ફરવા લાગ્યો.

૧૩૯. પૂજા કર્યા વિના ઇષ્ટસિદ્ધિ મલતી નથી. એમ માની સમુદ્રની પૂજા કરવા લાગ્યો.

૧૪૦. પુષ્પોવડે તથાધૂપવડે સમુદ્રને પૂજી પોતાના ચિત્તની જેમ કાંઠે ઊંડો ખાડો ખોદ્યો

૧૪૧. સમુદ્રનું પાણી પાછું વળતાં ભાનુદત્ત ખાડા પાસે ગયો. કોડીઓ જોઈ અધિક ખેદ કરવા લાગ્યો.

૧૪૨ લક્ષ્મીનું કારણ પ્રયત્ન છે. એમ જાણતા તેણે વિશેષ પ્રયત્ન કરી ઊંડો ખાડો બનાવ્યો.

૧૪૩. આ પ્રમાણે આત્મ અનુભવ વડે રોજ પૂજા કરતાં, સમુદ્રના અધિષ્ઠાયક વરુણદેવે ખાડામાં એક મણિ નાખ્યો.

૧૪૪. ભરતી ગયે છતે તે ભાનુદત્ત ઉજ્વલ રત્ન જોઈ હર્ષિત થયેલો વસ્ત્રના છેડે બાંધી ત્યાંથી ચાલ્યો.

૧૪૫. પોતાના નગર તરફ જતાં માર્ગમાં રહેલા લીલા વૃક્ષ નીચે થાકેલો બેઠો,

૧૪૬ ગાંડા હાથીના ભયથી અહીં આવેલા કેટલાક પુરુષોમાંથી કોઈ એકે કહ્યુ કે આ ઉંઘી રહ્યો છે.

૧૪૭. હે મુસાફર! ઉઠ, ઉભો થા, નહિ તો મરી જઈશ. મૂળ ખીલેથી છૂટેલો હાથી અહીં આવી રહ્યો છે.

૧૪૮. વારંવાર જગાડયા છતાં જ્યારે તે ના ઉઠયો ત્યારે લોભી આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો

૧૪૯. આ સુતેલો મુસાફર માર્ગથી પાષાણુની જેમ ખસ્યો નહિ, તેથી તેની પાસેનું ધન હું નિશ્ચે જલ્દી લઈ લઉં.

૧૫૦ આમ વિચારી વસ્ત્રના છેડે બાંધેલો મણિ શોધીને લીધો અને હર્ષિત થયેલો જલ્દી ઉતાવળે પગલે ચાલ્યો.

૧૫૧. લોકોની પાછળ દોડનાર હાથી જ્યારે ના આવ્યો ત્યારે મંદ બુદ્ધિવાળો ભાનુદત્ત ક્ષણમાં જાગ્યો.

૧૫૨ પોતાનુ ઓઢવાનું વસ્ત્ર મણિરહિત જોઈ તે મૂર્છા ખાઈ ને પડયો વાયુથી ચેતનતા પામેલો પોતાને નિંદવા લાગ્યો.

૧૫૩. તેજ નગરમાં પ્રવેશ કરી, પુરુષાર્થ કરી નોકરી કરતાં એક હજાર સોનામહોર મેળવી.

૧૫૪ મેળવેલા ધનથી સોનું ખરીદી લઈ પોતાની નગરી તરફ જતાં કોઈ ગામ બહાર સૂતો. કોઇ ચોરે તેનું ધન ચોરી લીધું.

૧૫૫. વિશેષ વૈરાગી થયો તે સદ્ગુરૂ પાસે દીક્ષા લઈ અગીઆર અંગ ભણ્યો.

૧૫૬. પછી ગુરુમહારાજાએ ગચ્છનો ઉપરી બનાવ્યો. તે રસવાળા પદાર્થોનું ભક્ષણ કરવા લાગ્યો

૧૫૭. જેમ સ્ત્રીમાં આસક્ત પુરુષને ક્ષય રોગાદિ થાય તેમ તેને રસવાળા ભોજનથી નિદ્રારૂપી પ્રમાદ જાગ્યો.

૧૫૮ આ રોજ પ્રતિક્રમણ સમયે પણ જાગતો નથી. નિદ્રાળુ જીવ તત્ત્વવડે હિત વગેરે જાણી શકતો નથી.

૧૫૯. શિષ્યોએ તેને તેવો જોઈ અશુદ્ધ આહારની જેમ છોડી દીધો. વિષવાસિત કમલને કોણ બુદ્ધિમાન સુંઘે?

૧૬૦. તે મૂઢબુદ્ધિવાળો આચાર્ય પ્રમાદવડે ભણેલું ભૂલી ગયો. તેનું સમ્યક્દર્શનરત્ન રાજાની જેમ હારી ગયો.

૧૬૧. એકલો ભમતો લોકો વડે મશ્કરી કરાતો તે મરી, સાધારણ વનસ્પતિ કાયમાં પ્રમાદથી ઉત્પન્ન થયો.

૧૬૨. મર્મભાષી વાણી તથા વિષમિશ્રિત ભોજન જેવો હે રાજન્! આવો ચોથો નિદ્રા નામનો પ્રમાદ તારે છોડવો જોઈએ

૧૬૩. વિશિષ્ટ લાભને ઇચ્છનારા પંડિતોએ સ્ત્રી કથા, ભોજન કથા, દેશ કથા તથા રાજકથા કરવી એમાં દોષ છે એમ માનીને ચારેનો ત્યાગ કરવો જોઇએ.

૧૬૪. સ્ત્રીઓની કથા કરવાથી મનમાં રાગ બંધાય છે. કાજલની સાથે કામ કરતાં શું ડાઘ લાગતો નથી?

૧૬૫. ભોજનની કથા કરતાં ભોજનના સ્વાદની ઇચ્છા થાય છે પણ તૃપ્તિ થતીનથી. ને તેના વિના પશુતા પ્રાપ્ત થાય છે.

૧૬૬. ને તે દેશના લોકોની કથા તેમના વિરોધીપણાને ઉત્પન્ન કરે છે જેથી પોતાના દેશની નિંદાને કોણ સહન કરે?

૧૬૭ કૃષ્ણ કરતાં શ્રેષ્ઠ હે કુરુચંદ્ર રાજા? પ્રક્ષપાતથી કરેલી રાજાઓની કથા પણ અનર્થ કરનારી થાય છે. અને વળી માધવરાજાની જેમ દુઃખી થવાય છે.

૧૬૮. અર્ધ ભરતમાં, દક્ષિણ દેશમાં, જાણે લક્ષ્મીના વાસરૂપ ખરેખર શ્રીપુર નામે નગર હતું.

૧૬૯. તે નગરનું રક્ષણ કરવામાં સમર્થ, પૃથ્વીરૂપી સ્રીના લલાટમાં તિલક જેવો, લોકનું રક્ષણ કરવામાં સમર્થ ભુવનપાલ નામે રાજા હતો

૧૭૦. તેને ઉગતી એવી પ્રીતિરૂપી વેલીના વનને મેઘજેવી રૂપસ પત્તિવાળી ભુવનસુંદરી નામે રાણી હતી.

૧૭૧. તેજ નગરમાં સજ્જનોને આનંદ આપનાર નંદ શેઠ અને નંદા શેઠાણી બન્નેનો દોષના ઘર જેવો માધવ નામે પુત્ર થયો.

૧૭૨. એક દિવસ સભામાં બેઠેલા નગરલોકો પરસ્પર પ્રેમથી સ્રીકથાઓ કરવા લાગ્યા.

૧૭૩ હે સભ્યો! કહો, કયાં અને કયા દેશની સ્રીઓ સારી છે. આ પ્રમાણે પૂછ્યા છતાં કોઇ બોલ્યું નહીં.

૧૭૪. તેવામાં હસતા મુખે સભામાં રહેલો માધવ બોલ્યો. સાચું જ છે, મને કેરલી સ્રી ગમે છે..

૧૭૫ અહો? કેરલ દેશની સ્રીઓના ગુણસમૂહથી પૂરિત મારા હૃદયમાં અન્ય દેશની સ્રીઓ માટે જગ્યા નથી.

૧૭૬. શિવના ત્રીજા નેત્રના અગ્નિથી બળી ગયેલો કામ કેરલદેશની સ્રીઓની દૃષ્ટિ વડે જીવતો છે એમ હું જાણું છું..

૧૭૭. જે જુવાનો કામક્રીડાના સુખને ઇચ્છતા હોય તેમણે કેરલ દેશની સ્રીઓને પરણવી જોઈએ.

૧૭૮. આમ તેનું બોલવું સાંભળી તેની પડખે રહેલો કુમાર ચંદ્રશેખર ક્ષણમાં વિચાર કરવા લાગ્યો

૧૭૯ શું આને મારી સ્રીનો યોગ પ્રાપ્ત થયો? નહીંતર તેવી કેરલદેશીય સ્રીની આ કેમ પ્રશંસા કરે?

૧૮૦. આ ગામમાં મારી સ્રી વિના કોઈ કેરલી નથી. તો આ દુષ્ટનું શું તલવારથી મસ્તક ઉડાવી દઉં

૧૮૧. કોઈ દિવસ હું મારી નાખીશ એમ વિચારી ચંદ્રશેખર રાજપુત્ર ઉભો થયો અને એની પાછળ માધવ ઉઠયો.

૧૮૨. માધવની પાસે જઇને ચંદ્રશેખરની પત્નીની દાસીએ પૂછ્યું. હે મહાભાગ ? મારો માલિક અહિં છે શું ?

૧૮૩. પહેલાં હતો, અત્યારે છે કે નહિ તેની મને ખબર નથી. આ પ્રમાણે કહ્યું. છતાં દાસી પાછી વળી મહેલમાં ગઈ.

૧૮૪. દૂર રહેલા કુમારે પણ દાસીની સાથે બોલતા માધવને જોઇ પહેલાંનો વિચાર સાચો માન્યો.

૧૮૫. કુમારે તીક્ષ્ણ છરી લઈ, દોડી, માધવને હણ્યો. પ્રાયે વિવેકરહિત જીવો શું કરતા નથી ?

૧૮૬. તે ઘાતથી બેહોશ થઈને આળોટવા લાગ્યો. તેવા વીરથી કરેલા ઘા શું દુઃખ નથી આપતા ?=આપે છે.

૧૮૭. માધવનો પિતા માધવને ખાટલામાં નાખી ઘેર લઇ ગયો. વૈદ્યને બોલાવી ઘા રુઝવીને સારો કર્યો. જોયું ? સ્રીકથા અનર્થનું મૂલ છે

૧૮૮. સ્રીકથા અનર્થનું કારણ જાણી હે કુરુચંદ્ર રાજા ! કંજૂસની સેવાની જેમ તું તેને છોડી દે.

૧૮૯ એક દિવસ માધવે ઘરની વાતો કરતાં સ્વાદિષ્ટ ભોજનની બનેલી વાતો કરવા માડી.

૧૯૦. તે રસોઈમાં શાક દાળ વગેરે મેં બનાવ્યાં છે. તેમાં મોદક બહુ સ્વાદિષ્ટ બન્યા જે ત્રણ ભુવનમાં અમૂલ્ય છે.

૧૯૧ આમાં નગર શેઠ માણેક વગેરેએ ભાત શાક આદિનું ભોજન લીધું. જમ્યા બાદ ઘણી પીડા ઉત્પન્ન થઈ.

૧૯૨ તે પીડા બંધ કરવા શ્રેષ્ઠવૈદ્યોને તેડાવ્યા, તેઓએ પૂછ્યું કે જેણે રસોઇ બનાવી તેને બોલાવો.

૧૯૩. તે નિદાનના અનુમાનથી ચિકિત્સા કરીએ. તે વચન સાંભળી શેઠે પોતાના માણુસોને બોલાવવા મોકલ્યા,

૧૯૪. તે રસોઈનો પ્રકાર જાણુવા માટે માધવની ખબર કાઢી, બોલાવ્યો, છતાં પણ તે ત્યાં આવવાને ઇચ્છતો નથી.

૧૯૫ તે નગરશેઠના માણુસો લાકડીઓ મારીને તેને શેઠની પાસેલઈ ગયા, ને તેને પૂછ્યું કે રસોઈમાં રાતે તેં શું નાખ્યું હતું.

૧૯૬. તેના ભોજનથી મારા શરીરમાં પીડા થાય છે. અંજલિ જોડી માધવે કહ્યું કે અયોગ્ય કાંઇ મેં પકાવ્યું નથી.

૧૯૭. ગુસ્સે થયેલા શેઠે તેને કહ્યુ. હે દુષ્ટ ? તું તારો ગુન્હો છુપાવે છે. મારી પીડાનું કારણુ તુંજ છે.

૧૯૮ શેઠના હુકમથી નોકરોથી પીડા પામતા માધવને જોઈ માધવના માતાપિતાએ શેઠના પગમાં પડી, માફી માગીને છોડાવ્યો.

૧૯૯. આવી ભોજનની કથા સ્વભાવથી અનર્થનું મૂલ છે માટે વિવેકી જનોથી વેશ્યાની જેમ તે છોડવા લાયક છે.

૨૦૦. બીજે દિવસે વાચાલ માધવે પોતે લોકો આગળ દેશકથા કરવા માંડી.

૨૦૧. બધા દેશોમાં મગધ દેશ ઉત્તમ છે સકલ ગ્રહોમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે તેમ

૨૦૨. જે દેશમાં કમલને ધારણ કરતી પટરાણી જેવી જલ ભરેલી વાવડીઓ કમલીને ધારણ કરે છે.

૨૦૩. તે દેશમાં લક્ષ્મીયુકત રાજભુવન જેવું- આ સરોવર કમલોથી શોભે છે. તરસને દૂર કરવા રાજભુવનમાં દૂધ પાન કરે તેમ લોકો વાવડીઓનાં જલપાન કરે છે.

૨૦૪. જે મગધ દેશમાં પુણ્ય કમાવવા લોકો દરેક માર્ગ પર પરબો બાંધે છે. જેમાં મુસાફરો પાણી પીને હૃદયમાં રહેલ તૃષાને દૂર કરે છે

૨૦૫. જ્યાં વિકસ્વર વિવિધ પુષ્પોવાળા વૃક્ષોથી હંમેશા બાગ શોભે છે. પુષ્પો પણ ગંધ લોભી આવતા ભ્રમર સમૂહ વડે શોભે છે. ભ્રમરો પણ કર્ણપ્રિય ઝંકારો વડે શોભે છે.

૨૦૬. જે દેશમાં વાવ્યા વગર ઉગતા દુર્વાઘાસની જેમ, મહાન પુરૂષોને ખાવા લાયક ઉપજતા ધાન્યો વડે સુખી જનતા ખરાબ સ્વપ્નની જેમ દુકાળનું નામ નિશાન જાણતી નથી

૨૦૭ જે રાજ્ય રોજ યાત્રાળુ પાસેથી આત્મશ્રદ્ધાવાળા પુણ્યશાલીઓએ આપેલું તીર્થ દ્રવ્યને જાણુતા બંને લોકના ભય નહિ જાણતો ખાય છે તે દેશ સૌરાષ્ટ્ર બુદ્ધિમાનોને નિંદનીય છે.

૨૦૮. જ્યાં શત્રુંજય, ગિરનાર, સોમનાથ પાટણ આદિ તીર્થો રહેલાં છે ત્યાં ભક્તિ કરી પુણ્ય મેળવતા નથી પણ યાત્રાળુને ચોરવૃત્તિથી પીડા કરે છે, તે સાચું છે.

૨૦૯. આ પ્રમાણે માધવે કહેલુ સાંભળી પોતાના દેશની નિંદા કરવાથી ક્રોધી બનેલા સુરાષ્ટ્રના લોકો વડે રાજાના કોટવાલ પાસે કહી તે બંને પડખે સોટીઓ વડે મરાવાતાને પિતાએ મુકાવ્યો ને દવાથી સારો બનાવ્યો.

૨૧૦. હે રાજન્! અનર્થકારી દેશકથાને દૂરથી છોડી દો, કારણ કે શ્મશાન ઉપર તે કલશ ચઢાવી દુ:ખ સર્જનારી છે જેની પ્રશંસા કરવાથી નિર્મલચંદ્ર જેવી સર્વને સુખકારી બને છે. હસતાં પણ કરેલી નિંદા દુ:ખનો વિસ્તાર આપે છે.

૨૧૧. શ્રીપુર નગરના રાજાને સિંહદત્ત નામના સામંતે કહ્યું હે દેવ નિર્ભય, લુચ્ચો ચંડસેન રાજા બલવાન સેનાયુક્ત બની તારા દેશનો નાશ કરે છે, ને કિલ્લામાં રહેતો હોવાથી પકડી શકાતો નથી.

૨૧૨ રાજા તે સાંભળી સર્વ સેના સહિત દેશના સીમાડે ગયો. તે બલવાન ચંડસેન રોષ સહિત સામે આવ્યો. બ દિ પાઠકો વડે સ્તુતિ કરાયેલી બંને સેના લડી. પરાભવ પામેલો ચંડસેન થોડી સેના સહિત નાશી ગયો.

૨૧૩. કેટલાક બલવાન યોધાઓ સાથે યશભગી ચંડસેન શ્યેન પક્ષીના ભયથી દુર્ગા પક્ષી માળામાં ભરાઈ જાય તેમકિલ્લામાં સંતાઈ ગયો. કિલ્લાનું રક્ષણ કરતાં છતાં બલવાન ચંડસેનને બાંધીને પાછો વળ્યો ત્યારે પોતાનું નગર શૂન્ય જોઈને રાજાએ કોઈને પૂછ્યું.

૨૧૪. તે બોલ્યો હે રાજન! કયાંયથી આવી ભયની ખબરો સાંભળી કે બળવાન તે ચંડસેન શ્રીપુર રાજાને જીતશે તેથી હે લોકો ભાગી જાવ. આવું સાંભળી સર્વે લોકો નાશી ગયા. તેથી તારું આ નગર શૂન્ય થયું.

૨૧૫. મૂલ વાતની શોધ કરતા માધવનું આ કામ છે. તેમ જાણી તેની જીભ કાપવાથી તે મરી દુર્ગતિમાં ગયો. આ પ્રમાણે રાજાઓની કથા પણ દુર્જનની મૈત્રી જેવી તથા નદીના કાંઠે રહેલી છાયા જેવી છે. માટે હે ભવ્યો પ્રયત્નપૂર્વક તે રાજકથા છોડી દો.

૨૧૬. હે રાજન્! આ પાંચે પ્રમાદ છોડવા પૂર્વક ચિત્તની શુદ્ધવૃત્તિથી ક્ષમાદિ દશવિધ ધર્મપાલન કરતો મુનિ બને છે અને સમ્યક્ત્વ મૂલ બાર અણુવ્રત પાલન કરતો શ્રાવક બને છે. સર્વ કલ્યાણોને હસ્તગત કરતો આત્મા મોક્ષપદને મેળવે છે.

૨૧૭. આ શ્લોકનો અર્થ સર્ગ ૧૪માં લખાઈ ગયો છે તે સ્વ. પ. પૂ આ. મ. શ્રી વિજય દર્શન સૂરીશ્વરના શિષ્યરત્ન પંન્યાસ પ્રિયંકર વિજયજી ગણિવર્યે લખ્યો છે સુજ્ઞ પુરુષોએ ત્રુટિ લાગે તો શુદ્ધ કરીને વાંચવું ભણવું. એ જ અભ્યર્થના.

# સર્ગ ૧૮ મો

૧ શુભ ધ્યાનમાં રહેલા, વિષયોથી વિરમેલા, ઘાતિ કર્મોથી રહિત થયેલા સાધુઓ જેને શુદ્ધ જ્ઞાનથી જાણે છે તે શ્રી શાંતિનાથપ્રભુ વક્તા અને શ્રોતાઓના કલ્યાણને કરો

૨. સકલ પરિજન સહિત શાંતિજિનની દેશના સાંભળી, જાણે અમૃત કુંડમાં સ્નાન કરી કુરુચંદ્ર રાજાએ શાંતિનાથ ભગવાનને નમીને વિનંતિ કરી.

૩. અતિનિર્મલજ્ઞાની હે પ્રભુ! કયા કર્મથી મેં આ વિશાલ રાજ્ય મેળવ્યું. તેમ ભેટણામાં પાંચ સંખ્યાથી અધિક કોઇ વસ્તુ મલતી નથી તેનું કારણ શું? તે જણાવો.

૪. તે ભેટ વસ્તુઓ સ્ત્રીઓ વગેરેને રોજ આપું છું. મને ભોગવવાની ઇચ્છા છતાં હું ભોગવી શકતો નથી બીજાને આપું અને હું ભોગવું નહિ. તેનું કારણ પણ કૃપા કરીને કહો.

૫. શાંતિજિનેશ્વર બોલ્યા. હે રાજન! સુપાત્ર દાન વડે તમારા સહિત પાંચ પુરૂષોથી મેળવેલું આ સુકૃત છે. આ પુણ્ય કયાં અને કઇ રીતે મેળવ્યું તે તમે સાંભળો.

૬. આ દક્ષિણાર્ધ ભરતમાં દેવનગરીસરખુ કોશલ દેશને શોભાવનાર, લક્ષ્મીના મહેલ જેવુ મોટું, શ્રીપુર નામનું પ્રસિદ્ધ નગર હતું.

૭ આ ઉત્તમ શ્રીપુર નગરમા વણિક કુલમાં જન્મેલા અનુપમ પ્રીતિવાળા ચાર મિત્રો રહેતા હતા, તેઓના નામો આ પ્રમાણે છે.

૮ તેમાં પ્રશંસા કરવા યોગ્ય, ધનાઢય સુધન નામે પહેલો, બીજો ધનપતિ નામે હતો, ત્રીજો ઉદાર વિચાર વાળો ધનદ ને છેલ્લો નામ પ્રમાણે ગુણવાળો ધનેશ્વર હતો.

૯. ૧૦. આ સંસારમાં બધી જાતના સુખની ઈચ્છાવાળા પુરૂષોએ ઘણું દ્રવ્ય કમાવ્યા સિવાય, કોઇ દિવસ મનની ઈચ્છાઓ સિદ્ધ થતી નથી.

૧૧. તે ચાર મિત્રો કથા વગેરે કરતાં ઘણાં દિવસોમાં એક મોટી અટવી પાર ઉતર્યા. ઘણું ભાતું લાવ્યાં છતાં બીજા દિવસે સવારના નાસ્તા જેટલું ભોજન રહ્યું નહિ.

૧૨. ત્યારે તે ચારે મિત્રોએ કાઉસ્સગ્ગ ધ્યાને રહેલા, લોકોથી નમસ્કાર કરાતા, પરસ્પર વિરોધી ઇંદ્રિયોને જીતનાર કોઇ તપસ્વી મુનિને જોયા,

૧૩. સમતા સ્વરૂપ આ મુનિવરને કાંઇક આપીને પોતાનો જન્મ સાર્થક કરીએ. એમ ક્ષણવાર વિચારી તે મનસ્વીચારે ભારવાહક (દ્રોણ) પુરૂષને હિતવચન કહ્યું.

૧૪ હે દ્રોણ! તું આ સાધુ પુરૂષને હમણાં શેષ બચેલું થોડું ભાતું પણ આપ, તે માટેના વચનથી ઉદાર મનથી સંતોષી દ્રોણે તેનુ કહ્યું માન્યું

૧૫ તે ચારે કરતાં અધિક ભાવથી તેજ ક્ષણે તેં તે મુનિને વહોરાવી ગયા ભવના પાપ નાશ થયે છતે અંતરાય રહિત મોટા ભોગને આપનારું શુભ કર્મ ઉપાર્જન કર્યું.

૧૬. તે સુધન વગેરે ચારેજણા રત્નદ્વીપમાં જઈ, ઉંચો વેપાર કરી, ઈચ્છિત ધન મેળવી, તે બધા પોતાના શ્રીપુર નગરે પાછા આવ્યા,

૧૭. જેમ કેવલજ્ઞાન અંતર્મુહુર્તમાં મોક્ષપદ આપે છે તેમ, તે પાંચે જણાએ સુપાત્ર દાનના પ્રભાવથી મોટો આનંદ મેળવ્યો.

૧૮ તેઓમાં બીજો ને ચોથો બન્ને કાંઇક માયાવી હતા, પહેલો અને ત્રીજો એ બે જીવ સરળ હતા, તેમાં દ્રોણ વિશુદ્ધભાવનાયુક્ત નિર્મલબુદ્ધિવાળો હતો

૧૯. તેમાં પહેલો દ્રોણ મરીને હસ્તિનાપુરના રાજાનો પુત્ર તું થયો. હે કુરૂચંદ્ર! સુપાત્ર દાનનું ફલ ત્રણે લોકના મનુષ્યોને આશ્ચર્યચકિત કરનારું કેમ ના થાય?

૨૦ તું જ્યારે ગર્ભમાં આવ્યો ત્યારે માતાએ સ્વપ્નમાં મુખમાં પ્રવેશ કરતો ચંદ્ર જોયો. તેથી પિતાએ જન્મ મહોત્સવ કરી તારું નામ કુરૂચંદ્ર. સ્થાપ્યું.

૨૧ કાંપિલ્યપુર નામના ઉત્તમ નગરમાં વણિક પુત્ર સુધન મરીને ધનાઢય શેઠના ઘેર પુત્રપણે નામે વસંતદેવપણે પ્રસિદ્ધ થયો.

૨૨. ધનદ પોતાનું આયુષ્ય પૂર્ણ કરી, કૃતિકા નગરીમાં, કરેલી પ્રતિજ્ઞા પાલન કરવામાં શ્રેષ્ઠ શ્રી કામપાલ નામે થયો.

૨૩ માયાવી તે બે વણીક પુત્રો મરીને અનુક્રમે અભિમાની મદિરા નામે થઇ અને બીજી સરલ સ્વભાવી કેશરા થઈ

૨૪ તેમાં પહેલી મદિરા સંખપુરીમાં અને બીજી કેશરા જયંતી નગરીમાં ઉત્પન્ન થઈ એ ચારે બાલ્યાવસ્થા વીતાવી યૌવનપણાને પામ્યા.

૨૫ કોઇ દિવસ સુધનનો જીવ વસંતદેવ ધન મેળવવા પિતાને પૂછી જયંતીપુરીમાં ગયો ત્યાં સારી રીતે વેપાર કરતાં ધન મેળવ્યું,

૨૬ પોતાની શોભાથી નંદનવનને જીતનાર એવા રતિનંદન ઉદ્યાનમાં આઠમના દિવસે ચંદ્ર ઉત્સવ જોવા માટે, નિશ્ચયપણે સ્વેચ્છાથી વસંતદેવ ફરવા ગયો.

૨૭. ત્યાં આવેલી કેશરાને જોઇ ક્ષણવારમા રાગી થયો. સુખ આપતા વસંત દેવને જોઇ તેણી પણ રાગવાળી થઈ. પ્રાણીઓને પ્રીતિ થવી તે પૂર્વ ભવનું કારણ છે અન્યથા તેમ બને નહિ.

૨૮ પાસે રહેલા, અને પ્રીતિકારક, વણિક પુત્ર પ્રિયંકરને પૂછયું. કે આ સુંદર આકૃતિ વાળી કન્યા કોની છે! નામ શું છે!

૨૯. તેણે કહ્યું કે હે વસંત દેવ! જયંતિ દેવની બ્હેન પંચનંદિ શેઠની પુત્રી આ કેશરા તું જાણ.

૩૦. આ સાંભળી વસંતદેવ પોતાના ચિત્તમાં વિચારવા લાગ્યો આ દેવાંગના સરખી દીપતી કન્યાને મારે કઈ રીતે મેળવવી!

૩૧. હું ધનાઢય છતાં પરદેશી હોવાથી માગું કર્યાં છતાં, એના માતા પિતા તથા ભાઇ વડે આ કન્યા અપાશે નહીં. કારણકે આવો પ્રેમ તો નિંદાપાત્ર બને છે.

૩૨. તેના ભાઈ જયંતિ સાથે અત્યંત પ્રેમ રાખતાં નિશ્ચે મારા પર તે પ્રેમવાળી થશે. જેથી મન મલ્યા સિવાય બધું નકામું છે.

૩૩. આ વાત હૃદયથી વિચારી, જયંતિદેવની સાથે, મિત્રતા કરવા માટે, તેના ઘેર આવવા જવાનો પ્રસંગ રાખ્યો

૩૪. વસંત ઋતુમાં જેમ કલ્પવૃક્ષને પુષ્પો આવે, પત્રો આવે, તેમ આ વસંત દેવમાં મૈત્રી પણ ફલવાળી થઇ.

૩૫. સજ્જન વસંતને આમંત્રણ કરી જયંતિદેવ પોતાના ઘેર લાવ્યો. મોટા આશય વાળા, ઘણી ઉચિતતાને સેવનારા કોઇ ઠેકાણે શું ભૂલ કરે છે?

૩૬ ત્યાં પુષ્પોથી કામદેવની પૂજા કરવામા લીન બનેલી કેશરાને જોઈ, વસંત સંતોષ પામ્યો, કારણકે સ્ત્રીને જોવાથી જે હર્ષ થાય છે તે બીજાથી નહિ.

૩૭. જયતિદેવના હાથથી પુષ્પમાલા ગ્રહણ કરતાં વસંત દેવ તરફ રાગથી કેશરાએ જોયું. શકુન તરીકે કલ્યાણ રૂપી દર્શન બન્નેને આનંદકારી થયો.

૩૮. ધાત્રી પુત્રી પ્રિયંકરા નામની દાસીએ તે બન્નેના ભાવ જાણ્યા, બુદ્ધિમાનો શું ન જાણી શકે? તેઓની બુદ્ધિ બીજાના ભાવને જાણનારી હોય છે.

૩૯. સરલ જયંતિએ વસંતને આદર પૂર્વક શ્રેષ્ઠભક્તિથી જમાડી પોતે કર્પૂર પાન બીડું, ચંદન તથા ઉત્તમ વસ્ત્રોથી સત્કાર કર્યો.

૪૦ મધુર વાણીથી પ્રિયંકરા દાસીએ તે કેશરાને કહ્યું, હે સખિ! તું પણ વસંતદેવનો યોગ્ય સત્કાર કર. પોતાના ભાઈની જેમ તારે પણ સત્કાર કરવો જોઈએ.

૪૧. દર્શનની ઉત્કંઠા, લજ્જા, મદ, પ્રમોદના પ્રસંગ વડે વ્યાકુલ ચિત્તવાળી તે કેશરાએ વિશ્વાસી દાસી પ્રિયંકરાને કહ્યું. હે સખિ! તુંજ એનો ઉચિત સત્કાર કર.

૪૨. ત્યારબાદ પ્રિયકરાએ પોતાના આંગણામાં ઉગેલા પ્રિયંગુવૃક્ષની નવી મંજરી ચૂંટીને, કંકોલના ફલો લઇ આ વસંતની પાસે આવી અને આદર પૂર્વક બોલી.

૪૩. આ મારી સખી તને વસંતદેવને તું મારો સ્વામી છે માટે જાતે હાથથી હર્ષથી ફુલો અને ફૂલો ચૂંટી લજ્જાળુ તે મારા હાથે ભેટ આપે છે.

૪૪. આ વસંતદેવે કેશરા પત્નીએ મોકલેલા હોવાથી વાણીથી અવર્ણનીય હર્ષને પામતાં, પ્રિયંકરાના હસ્ત કમલથી પુષ્પો અને કંકોલ ફ્લો લઈ લીધા.

૪૫. તે આનંદિત થયેલો, તેને પોતાની વિંટી આપીને કહ્યું તેં આ પુષ્પાદિ મોકલ્યા તે સારું કર્યું. ફરી તેણીને કહેજે કે હે મનસ્વિની! મારે અનુકુલ તું હંમેશા કર.

૪૬. આ પ્રિયંકરા જઈને પ્રસન્ન થયેલી તેણે કહેલું જણાવ્યું વસન્તદેવથી પ્રશંસા પામેલી કેશરા મેઘની ગર્જના સાભળી મયુરી જેમ તેપણ આનંદિત બની.

૪૭ તે કેશરાએ એક દિવસ રાત્રિના ત્રીજા પહોરમાં પોતે મહાબલવાનઅને હૃદયમાં રહેનાર એવા વસંતદેવ સાથે મહોત્સવ સહિત પરણી. એવું સ્વપ્નામાં જોયું.

૪૮., વસંતદેવે પણ તે પંચનંદિ શેઠની પુત્રી ઉત્તમ ગુણવાળી કેશરા સાથે પરણ્યો. તેથી બીજો મહાન આનંદ થયો. એવું સ્વપ્ન જોયું.

૪૯. પ્રભાતમાં આવેલું સ્વપ્ન, જાણે બે નિધિ મલ્યાની જેમ તેણે પ્રિયંકરાની આગળ કહ્યુ કારણકે તે પ્રિયંકરા કેશરાના મનની જાણકાર છે. માટે તેનાથી ચિત્ત મંદિરની જાણકારને ગુપ્ત રાખવું એમાં કાંઈ ચતુરાઈ નથી

૫૦. હે મનસ્વિની! આ બધું પ્રાપ્ત થશે. તારે ફરી અહિં સંશય કરવો નહીં, આ પ્રમાણે પાસે ઉભેલો કોઈ પુરોહિત બોલ્યો.

૫૧ હે સખિ, આ સ્વપ્નથી તથા પુરોહિતના વચન રૂપી શાસ્ત્ર વાણીથી જનશ્રુતિ વડે જલ્દી તારો સંબંધ વસંતદેવની સાથે થશે એમ પ્રિયંકરાએ કેશરાને કહ્યું

૫૨ પ્રમોદ ભરેલા મનવાળી પ્રિયંકરાએ વસંતને તે સ્વપ્ન કહ્યું પોતાના સ્વપ્ન સરખું હોવાથી વસંતદેવે સાચું માન્યું.

૫૩. ઈષ્ટ ભાષિણી પ્રિયંકરાએ ફરી તેને કહ્યું, કેશરા કન્યાએ જે વાત માની તેથી પોતાનું લગ્ન સંશય રહિત થશે એમ તું જાણ

૫૪ વસંત બોલ્યો. હે પ્રિયંકરા સાંભળ! જે ભાગ્યથી કેશરાનું દર્શન થયું તેજ ભાગ્યથી મારો સબંધ થશે. સ્વીકારેલું કાર્ય નીચ માણસ પણ નાશ કરતો નથી.

૫૫ આ વસંતદેવે, જયંતિની બેન કેશરાની બીજી મુર્તિ રૂપ રહેલી પ્રિયંકરાને પોતાનો વિચાર જણાવી તેનો સત્કાર કરી મોકલી આપી.

૫૬ કેશરા કન્યાની આગળ પ્રિયંકરાએ પ્રીતિવર્ધક વસંતદેવનો સંદેશો જેમ જેમ કહ્યો તેમ તેમ કેશરા પ્રેમ રૂપી સમુદ્રમાં ડુબવા લાગી

૫૭. પરસ્પર સંદેશા મોકલવામાં ઊત્સુકતાવાળા, પ્રિયંકરાની આવવાની રાહ જોતા, વધતા અનુરાગવાળા તે બન્નેના કેટલાક દિવસો યુગની જેમ પસાર થયા.

૫૮ એક દિવસ શ્રી પંચનંદિ શેઠના ઘેર થતાં વાજીંત્રોના નાદ નગરના સ્રીજનોને ઉત્સવમાં ગાવા માટે બોલાવાતા પોતાના ઘેર રહેલા વસંત દેવે સાંભળ્યા.

૫૯. શ્રી કાન્ય કુબ્જ દેશના સુદત્ત શેઠના પુત્ર વરદત્ત માટે પંચનંદિ શેઠે કેશરાના સગપણ માટે ઈચ્છા કરી. માટે વાજીંત્ર વાગે છે એમ કોઈએ કહ્યું.

૬૦. તેના મુખથી સમાચાર જાણી મુર્છિત થયેલો મોટા વાયુથી જેમ વૃક્ષ પડે તેમ પડી ગયો ત્યારે કેશરાથી મોકલાવાયેલી પ્રિયંકરાએ કહેલ વચનોથી શાંતિ મેળવી.

૬૧. કેશરાએ તને કહ્યું છે 'પોતાના મનમાં રહેલા હે સ્વામીનાથ! મારા પિતાએ મારો વિવાહ અન્યજનની સાથે કર્યો છે એવું સાંભળી તુ ખેદ ન કર

૬૨. મારા વિચારને નહિ જાણતા માતાપિતાને કોણ અટકાવે? મેં મારી ઇચ્છાથી જેને પતિ માન્યો તેજ મારો સ્વામી બીજો નહિં એમ જાણો.

૬૩ હે સ્વામી? જો કમળીની સૂર્યને, રાત્રિ ચંદ્રમાને, ગૌરી મહાદેવને, લક્ષ્મી વિષ્ણુને છોડી રહે તો હું તને છોડી બીજાને પરણું. નહિ તો નહિં.

૬૪. ઉત્તમ હૃદયવાળા હે આર્યપુત્ર? મારૂ વચન તારા હૃદય કમલમાં રહેવું જોઈએ હે સ્વામીનાથ? ભવિષ્ય કાળમાં મારી પ્રતિજ્ઞા સાચી કેમ ના થાય?

૬૫. કદાચિત્ ભાગ્ય વિપરીત થઇને તમારી સાથે વિવાહ ન કરી આપેતો તો અગ્નિમાં પડીને મરણ પામીશ '

૬૬. પ્રશસ્ય, સદ્ગુણી, વસંતદેવ પ્રિયંકરાની વાણી સાંભળી બોલ્યો, સત્યવાણીની જેમ જે સ્વપ્ન જોયું, તે નિરર્થક જતું નથી.

૬૭. હે પ્રિયંકરા? આ મારી પ્રતિજ્ઞા હમણાં તું સાંભળ જો કેશરાને હું ન પરણું તો મરણને શરણ થઇશ.

૬૮. તેની વાણી સાંભળી પ્રિયકંરા કેશરા પાસે આવી. અમૃત સરખી તેની વાણીથી સાંત્વન આપી તે કેશરાને સુખી બનાવી.

૬૯. તે બંન્નેનો સંયોગ કોઈ રીતે ન થયો ત્યારે પ્રાતકાલમાં કેશરાને પરણવાને વરઘોડા સહિત વરદત્ત વગેરે આવ્યા

૭૦. તે સાંભળી વસંત પોતાના ઘરથી એકલો નીકળી કોઈ ઉદ્યાનમાં જઈને વિરહથી પીડાતો, આકુલચિત્તવાળો ચિંતા કરવા લાગ્યો.

૭૧. આ અયોગ્ય વિવાહ થયે છતે નિશ્ચયે કેશરા મરણ પામશે. કારણ કે સ્ત્રીઓના મન કંઇક અપ્રિય વસ્તુ પ્રાપ્ત થયે છતે પ્રાણોનો નાશ કરે છે.

૭૨. જેટલામાં કેશરા પ્રેમ અવસ્થા પામીને મરે નહિ તેટલામાં તેની પહેલાં મરીને દેખાડું કે મારી સરખો બીજો કોઈ પ્રેમી નહિ થાય.

૭૩. બુદ્ધિમાન વસંતદેવ શોકથી પીડાતો પોતાના મનમાં વિચારી અશોક વૃક્ષની ઉચ્ચ શાખાએ પોતાનો ખેસ બાંધી પોતાની મેળે ગળે ફાંસો નાખ્યો.

૭૪. તેનો જલ્દી મરવા માટે કરેલો ઉદ્યમ જોઈ તે ઝાડીમાંથી કોઇ શ્રેષ્ઠ પુરૂષ નીકળી બોલ્યો, જે તમારી સરખા પુરૂષોને આત્મઘાત ન કરવો જોઈએ. માટે તેવું સાહસ ન કરો.

૭૫. પોતાના હાથથી તીક્ષ્ણ છરી લઈ ગળાફાંસો તરત કાપી નાખી બોલ્યો, હે ભોળાજન! આ યોગ્ય નથી, આત્મઘાતથી બીજું કોઈ પાપ નથી.

૭૬. વસંતદેવે પણ પુરૂષને આમ કહ્યું. મારી સુંદર આકૃતિથી તું સુહર્ષ ધારણ કરે છે. જો પાકેલા ઇંદ્રિવારૂણ ફલ જોઇને મીઠાશ વિના કોઈ આનંદ પામતો નથી.

૭૭. સ્રીનો વિયોગ દૂર કરવા માટે મરણ સાધતા મારા કંઠ પાશને કાપી તેં હઠથી અન્તરાય કેમ કર્યો ?

૭૮. કયી સ્રીનો વિરહ કેવી રીતે થયો ? એમ પુછયું ત્યારે વસંતે કહ્યું. તેણે જેવું વર્ણન હતું તેવું કહી થોડી શાંતિ પામ્યો.

૭૯. સુંદર બુદ્ધિવાળો તેનું આવું દુઃખ સાંભળી તે પુરુષ મધુર વાણીથી બોલ્યો તું અત્યંત દુઃખી છે છતાં તારે જીવનનો ત્યાગ કરવો યોગ્ય નથી.

૮૦. હે ભદ્ર ? ઇષ્ટ વસ્તુની સિદ્ધિ કરવાના ઘણા ઉપાયો નથી શું ? તેથી શું નકામો મરે છે. આ આપત્તિ ભવિષ્યમાં દુર્ગતિ આપશે

૮૧. મેં પણ આવી દશા પામી કોઈ રીતે મારૂં જીવન મેં બચાવ્યું. પોતાના ઇચ્છિતને મેળવવાજીવતો માણસ લાભને પામે છે.

૮૨. હું કૃતિકા નગરમાં રહેનારો નગરશેઠ છું. શ્રી કામપાલ નામે છું. પોતાના શરીરની સુંદર શોભા વડે પણ કામપાલ છું કામપાલથી કાર્ય કરવામાં હું મજદુર નથી.

૮૩. બધાએ ધનનું માન કરે છે પરંતુ મનુષ્યનું નહિ. એમ વિચારી એક દિવસ જુવાન એવો હું અર્થ મેળવવા બીજા દેશ જવા માટે ઘેરથી નીકળ્યો.

૮૪. જેમ હંસ એક સરોવરથી બીજા સરોવરે જાય તેમ એક દેશથી બીજા દેશમાં જતાં, ચારે બાજુ મનુષ્યોથી ભરેલા, શંખની જેવા ઉજ્જ્વલ એવા શંખપુર નામના નગરમાં ગયો.

૮૫ તે શંખપુરમાં ઉદ્યાનની શોભાંને ધારણ કરનાર શંખપાલ નામનો યક્ષ હતો. તેની જે પુરૂષો હૃદયથી પૂજા કરે તેને તે કલ્પવૃક્ષની જેમ ઈચ્છિત આપે છે.

૮૬. એક દિવસ તે ઊદ્યાનમાં યક્ષના મહોત્સવમાં બધા નગરવાસી લોકો સાથે હું ગયો. ત્યાં આમ્રવૃક્ષની મધ્યમાં રહેલી એક કન્યાને મેં જોઈ.

૮૭. શિવપતિનું નામ ગુલી સાંભળી ક્રોધથી જુદી રહેલી પાર્વતીની જેવી આ સ્રીને જોઈ કામદેવતાનાં પાંચ બાણ વડે મારૂં મન હણાયું (કામી બન્યો)

૮૮. સખિયોથી તે મારૂં નામ સાંભળી સ્વામીના ભાવને દેખાડતી આનંદયુક્તા તેણે સખીના હાથે કપુર સહિત પાન બીડાને અપાવ્યું.

૮૯. તેને પોતાના હાથે ગ્રહણ કરતાં મનમાં આવો વિચાર આવ્યો કે મારે પણ કંઈ આપવું જોઈએ. નહિં તો કંજુસપણું મારું પ્રસિદ્ધ થશે.

૯૦. લોઢાની સાંકળો તોડી ફરતો, જાણે સાક્ષાત યમના વાહનનો ભ્રમ દેખાડતો મદ ઝરતો કોઈ હાથી ખીલાને ઉખેડી તે ઉદ્યાનમાં આવ્યો.

૯૧. મહાવતરહિત સ્વચ્છંદચારી હાથીને આમ્રકુંજમાં દેખી આનો સકલ પરિવાર નાશી ગયો

૯૨. તેમ હાથી આવતાં ભયવાળી બની ગઈ. રાહુની આગળ જેમ ચંદ્રકલા લીન થાય

૯૩. નિર્ભય તે હાથી જેમ સૂંઢથી કમલને ખેંચે છે તેમ કન્યાને ખેંચે છે તેટલામાં જાડી લાકડી તેનાપૂંછડાના મૂલના ભાગમાં મેં મારી.

૯૪ તે રોષયુક્ત હાથી કન્યાને છોડી બલના અભિમાનથી મારી તરફ વળ્યો. હાથીને છેતરી-કન્યાને લઈ બીજે ગયો.

૯૫. પોતાની કાંતિથી ત્રણે લોકની સ્ત્રીઓને જીતનારી તેને એકાન્તમાં મુકી. પરંતુ એકાન્તમાં રહેવામાં અસમર્થ તેનું હૃદય મારી સાથે ચાલી આવ્યું

૯૬ હાથી ગયા પછી તે કન્યાનો પરિવાર ત્યા આવ્યો તે સારી બુદ્ધિવાળી મદિરા પ્રાણનુ રક્ષણ કરનાર મારી વારંવાર હર્ષથી પ્રશંસા કરવા લાગી

૯૭ મંદગામિની તે મદિરા સખીઓ સહિત ફરી તે આંબા નીચે આવી. ત્યાં હાથીના સૂઢથી છોડાતા ઘણા જલબિંદુઓ પવન પ્રેરિત થઈને આવ્યા.

૯૮. ત્યાર પછી તેની સખીઓ સહિત ભય ભરેલી ચારે દિશામાં જતી રહી તે કયે ઠેકાણે ગઈ તેની ચારે બાજુ સારી રીતે મે શોધ કરી.

૯૯. બન્ને આંખના તાપને શમાવનારી કર્પૂરખંડ જેવી ગૌર વર્ણવાળી તે મદિરા મારા વડે જોવાઈ નહિ. હે મિત્ર ? કઠીણ હૃદય વાળો હું કામપાલ જીવુ છું. તે મલશે એવી ખોટી આશાવડે અટક્યું છે મરણ જેનું એવો હું અતિ નિષ્ઠુર થઈને જીવું છું.

૧૦૦. ત્યારથી માંડી પૃથ્વીમાં ફરતો, મદિરાના રૂપમાં ઉન્મત્ત બનેલો હું સુંદર ઉપાય રહિત અહિં આવ્યો છું તો હે મિત્ર, મારી જેમ તું ધીરજ ધારણ કર.

૧૦૧. હે મિત્ર સ્ત્રીનો મેળાપ કરવામાં હમણાં કાંઈ સુખપૂર્વક ઉપાય રહેલો છે હું દુઃખી છતાં તને હિતદાયક કહું છું, તું ફોગટ ન મર ?

૧૦૨ કાલે વિવાહ થશે, તો એકલી રતિસહિત કામદેવની પૂજા કરશે આ વિધિ ઘણી સારી છે. આથી આનો લોપ ન થાય

૧૦૩. તેની પહેલાં જ કોઈ દેખે નહિ તેમ. સન્ધ્યાકાલે સાવધાન થઈ સિદ્ધિને આપનાર કલ્પવૃક્ષ જેવા કામના મદિરમાં પરાક્રમશાલી આપણે બન્ને છુપી રીતે રહીએ

૧૦૪. હે મિત્ર ? તે મંદિરમાં કેશરાના પ્રવેશ વખતે કેશરાના વેશને પહેરી હું તેના ઘરમાં રહી તેન કુલને ચેનચાળથી મોહ પમાડીશ,

૧૦૫ હું કેશરાના ઘરના માર્ગમા જતાં છતાં હે મિત્ર ગૃધ્ર જેમ માંસના ટુકડાને ઉપાડે તેમ, તેણીને ઉપાડીને નગર મધ્યમાં લાવીને તું ઇચ્છિત કરજે.

૧૦૬ આવી અમૃત સરખી વાણીથી સીંચાયેલો તે વસંત શાંત થઈને મિત્રને બોલ્યો. હે મિત્ર આમાં સારું કલ્યાણ થશે અને તું ઉગ્ર દુખમાં આવી પડીશ એમ મને લાગે છે.

૧૦૭ નજીકમાં રહેલી કોઈ બ્રાહ્મણી સ્ત્રી ડોશીની છીંક સાંભળીને વસંતને કામપાલે કહ્યું. હે મિત્ર! આ છીંક શુભ હોવાથી મને થોડું પણ દુ.ખ થશે નહિ.

૧૦૮. પરતુ તારા હિતમાં રંગાયેલ હોવાથી મારોપણ નક્કી ઉદય થશે. શુ શાસ્ત્રમાં સાંભળ્યું નથી? પરોપકારી મનુષ્યને સુખ ને યશ બન્ને મલે છે.

૧૦૯ તે સમયે કોઇ વૃદ્ધ પંડિત બ્રાહ્મણ કોઈની આગળ આમ કહેતો હતો કે તમારું બન્નેનું કાર્ય સિદ્ધ થશે. એમાં કાંઈ સંશય કરવો નહીં

૧૧૦ કામપાલની વાત સાંભળી પોતાના વસ્ત્રે શકુન ગાંઠ બાંધી વસન્તદેવ મિત્ર સાથે હર્ષિત થઇને ઘેર આવ્યો.

૧૧૧. સ્નાનાદિ વિધિ કરી સાયંકાલે કામદેવના મંદિરમાં ગયા. ને કામદેવની મૂર્તિ પાછળ બે જણા સંતાઈને બેઠા.

૧૧૨. મંગલ વાજિંત્રો વાગતા સાંભળી, પૃથ્વી પરની ઉર્વશી જેવી શોભા વાળી કેશરા આવી રહી છે. એમ મનમાં બન્નેએ નિશ્ચય કર્યો.

૧૧૩ પ્રિય પતિનો સંગમ કરનાર મંત્રનો જાપ કરતી અનંગમંદિરના દ્વારમાં તે કન્યાએ પ્રવેશ કર્યો.

૧૧૪. ઉંચા વિમાનમાંથી દેવી ઉતરે તેમ પાલખીથી ઉતરી કામદેવની પૂજા કરવા માટે, તે તેજસ્વી કન્યાએ પ્રિયંકરાના હાથથી પુષ્પ લીધા,

૧૧૫ સખિયો રહિત એકલી કામદેવના મંદિરમાં ગઇ. સંશય રહિત થઈને કેશરાએ પોતાના હાથે મંદિરના દ્વાર બંધ કરી દીધાં. એવો કલ્પ છે

૧૧૬ કામદેવને ઉદ્દેશી ભૂમિપર નૈવેદ્ય પુષ્પો વડે અર્ધ્ય આપીને પૃથ્વીપર નમી. વિરહથી પીડાતી કેશરા અંજલિ જોડી સ્તુતિ કરે છે.

૧૧૭. ઈંદ્રોને પણ આજ્ઞા કરનાર અત્યંત બલવાન, અસુર ઈન્દ્રોથી પૂજિત, લક્ષ્મીના મનોરૂપી કમલને ખીલવામાં સૂર્ય સરખા, હે કામદેવ તમે જયવંતા વર્તો.

૧૧૮. સહેલાઈથી પુષ્પાદિ પાંચ બાણો વડે જગતને જીતનાર હે દેવ! આવું પરાક્રમ તમારામાં જ છે બીજે નથી, એવા તમે દેખાવ છો

૧૧૯ પ્રશંસનીય અદ્‌ભુત પરાક્રમ વીર્ય છે જેનું એવાહે અનંગદેવ! બ્રહ્મા વિષ્ણુ મહેશ એ ત્રિપુટિ પણ તારુ શાસન ત્યાગવા સમર્થ નથી. એનાથી બીજા કયા પ્રતાપનું વર્ણન કરૂં.

૧૨૦. પિતાના સ્વરૂપને પુત્રી ખરેખર જાણે છે. એમાં કોઇ સંશય નથી. મારા મનના જાણકાર હે કામદેવ! અનિષ્ટપતિ સાથે મને મેળ ન કરાવ.

૧૨૧. બધાઓની ઇચ્છાઓ તું પૂર્ણ કરે છે. આવી જેની ત્રણેલોકમાં પ્રસિદ્ધિ છે. એવા તમે મારો પતિ નથી આપતા તેમાં મારું ભાગ્ય જ નિંદા લાયક છે શું?

૧૨૨ હે કામદેવ, જો આ જન્મમાં મારો પતિ વસંતદેવ નહિ મલે તો બીજા જન્મમા આજ સ્વામી મને આપજે. બીજાને હું ઇચ્છતી નથી.

૧૨૩. આમ બોલી શીઘ્ર તોરણે (ટોલ્લે) પાશો બાંધી ગળામાં બાંધવા માટે ઈચ્છા કરી તેટલામાં તેની આગળ વસંતદેવ પ્રગટ થયો.

૧૨૪. હે પ્રિયે, તું સાહસ ન કર. આમ કહી તે પાશને વસંતે ખોલી નાખ્યો, મારો પતિ એકદમ અહિ કયાંથી આવ્યો તે આશ્ચર્ય અનુભવવા લાગી.

૧૨૫ સજ્જન વસંતે કહ્યું, હે સ્રી! જીવતો હું તારો સ્વામી છું. આ જેના માટે તેં સાહસ કર્યું તો તેનાથી બીજું શું દુષ્કર છે.

૧૨૬. આ મિત્રના વિચારથી પહેલાં પ્રવેશ કરીને કામની આતુરતાથી તને હરણ કરવાની ઇચ્છાથી અહિં રહેલો છુ. મારી સાથે તમારો સંપૂર્ણ વેષ આભૂષણ આદિ મારા મિત્રને આપી દો જેથી તારો વેષ પહેરી તારા પિતાને ઘેર જઈને રહે.

૧૨૭ હે કોમલાંગી, તારો વેષ પહેરી તારા ઘેર ગયે છતે રાતમાં બન્ને જણા અહીંથી નીકળી, ઇચ્છા પ્રમાણે કોઇ નગરમાં જઇશું. આ સાંભળી કામપાલને પોતાનો વેષ આપ્યો અને કામદેવની મુર્તિ પાછળ કેશરા સાથે ખુશી થઇને વસંત રહ્યો.

૧૨૮. સુગંધી પુષ્પો વડે કામદેવની પૂજા કરી ઓઢણીમાં મુખ છૂપાવીને સુંદર ગતિ વાળો કેશરાના વસ્ત્ર આભૂષણ ધારણ કરનાર તે સુંદર કામપાલ જલ્દી દ્વાર ઉઘાડી બહાર આવી સખીઓએ હાથ અપાયેલો મનુષ્યોથી ઉપાડાતી પાલખીમાં બેઠો.

૧૨૯ પાલખી ઉપાડનાર પુરુષો વડે લઈ જવાતી પાલખી પંચનંદિ શેઠના ઘેર આવી. જલ્દી પ્રિયંકરા સખીથી પાલખીથી ઉતારી સોનાના આસન પર બેઠી હે કેશરા? સ્વામિના માટે કામદેવનો મંત્ર યાદ કરતી બેસ કેમકે જીવોનો મંત્રથી ઇચ્છિત અર્થ સિદ્ધ થાય છે

૧૩૦ તેના કહ્યા બાદ તે ચાલી ગઈ. કામ યોગ્ય કરી મંત્ર સ્મરણ કર્યું ત્યાં પણ તેની સ્રી મદિરા કેશરાના મામાની પુત્રી લગ્નોત્સવમાં બોલાવેલી શંખપુરથી જલ્દી અહિં આવી

૧૩૧ મદિરા તેની આગળ બેસીને ઉન્હા ઉન્હા શ્વાસોશ્વાસ લેતી તે બોલી હે કેશરા? ભાગ્યાધીન કાર્યમાં તું ખેદ કેમ કરે છે! હે પ્રિય સખી! પુણ્યવાન કુલવાન તારો પતિ છે. પોતાના નગરમાં ગયેલી સુખ સંપત્તિ આપનાર મારી સખીઓ વડે સાંભળ્યું છે.

૧૩૨. હે સખી, તને આશ્વાસન આપવાને માટે કહું છું કે પ્રિયના વિયોગથી ઘણું દુઃખ મેં ભોગવ્યું. હે સખી જ્યારે વિધિ વક્રતા સેવે છે ત્યારે અર્ક મંગલ કરે છે અને અનુકુલ હોય છે ત્યારે ઇચ્છિત આપે છે.

૧૩૩ હે સખી, વર્ણવવા યોગ્ય તું ધન્યા છે. પોતાના પતિની સાથે બોલવા ચાલવાથી, જોવાથી અત્યંત સુખ મેળવ્યું અને મારું અતિ દુખથી ભરેલું વૃત્તાંત સાંભળ. એક દિવસ શ્રી શંખ યક્ષના ઉત્સવમા સખિઓ સાથે હું ગઈ હતી.

૧૩૪. ત્યાં એકાન્તમાં અશોક વૃક્ષનાં પાંદડાં ચુંટતાં તે વૃક્ષના મૂલમાં આકૃતિથી કામદેવ જેવા યુવાન પુરુષને મેં જોયો, હે સખી? રાગવાળા મનથી મે તેને તાંબુલ મોકલાવ્યું, તેથી તે દયાનિધિએ મદોન્મત્ત હાથીથી મારુ રક્ષણ કર્યું.

૧૩૫. તે મદોન્મત્ત હાથીથી ભય પામેલી વારંવાર તે પુરૂષને જોતી હું સખીઓ સાથે ચાલી ગઇ, પણ પછી તે યુવાન પુરૂષને કયાંય ન જોવાથી સ્તંભમાં બાંધેલી હાથીણી જેવી વળી ગાઢ પાંજરામાં પુરાયેલી દુઃખી મેના જેવી ઘણા દુઃખથી હું જીવું છુ.

૧૩૬. હે પ્રિયસખિ કેશરા? સ્વપ્ન શિવાય તેને હું કયાંય દેખતી નથી, ભાગ્ય પ્રસન્ન થશે ત્યારેજ તે દેખાશે. દુખ હળવું કરવા હે કેશરા! તારી આગળ આ મેં કહ્યું. જેવી રીતે દુઃખી દુઃખને ઓળખે છે તેવી રીતે સુખી દુખને ઓળખતો નથી.

૧૩૭. હે સખિ! તેથી ખેદ છોડ, મનને પ્રસન્ન કરનાર ધૈર્યને ધારણ કર. પૂજાયેલી આ વિધિ તને સુખ આપશે. મંત્રાદિ અનુષ્ઠાન કરેલાં કદિ નકામાં જતાં નથી.

૧૩૮. તે કામપાલે સાડી દૂર ખસેડી પ્રગટ થઇ તેને કહ્યું હે રંગભરેલી મદિરા ? જેને તું હંમેશાં ઇચ્છે છે તે પહેલાં જોયેલો તારો સ્વામી હું છું.

૧૩૯. હે વહાલી ! હમણાં લગ્ન મુહુર્ત નજીક છે. જે દ્વારથી જલ્દી નીકળી જવાય તે દ્વાર બતાવ, તેણે પાછળનો વનમાં જવાનો રસ્તો તેને દેખાડયો અને તેજ રસ્તે કામાતુર તે કામપાલ મદિરાની સાથે ગયો.

૧૪૦. આ હસ્તિનાપુરમાં પ્રથમથી આવેલ વસંતદેવને મલી સ્ત્રી સહિત કામપાલ ઘણો ખુશ થયો. હે કુરુચંદ ? પૂર્વજન્મના પ્રેમથી આ બન્ને ઉપહાર તરીકે પાંચ વસ્તુ આપે છે. તારી આગળ બેઠેલા એ ચારને તું ઓળખ

૧૪૧ હે રાજા અત્યંત નજીક રહેલા વસંત આદિ ચાર સાથે આજ તમે અત્યારે ભોગવવાને સમર્થ છો. પુણ્ય કરવામાં હેતુવિના સહાય કરનાર આ ચારનો સત્કાર કર્યા વિના તેં આટલા કાલસુધી કંઇ પણ ભોગવ્યું નહિ.

૧૪૨. આ પ્રમાણે દેશના સાંભળી તે પાંચે જણાને પૂર્વભવનું જ્ઞાન થયું. સ્થિર પ્રેમમાં નિમિત્તભૂત પૂર્વજન્મની મિત્રતા બતાવનાર કલ્યાણકારીપ્રભુ શાન્તિનાથને નમસ્કાર કરી સુખને ઇચ્છતો કુરુચંદ્ર રાજા પણ પૂર્વપ્રેમથી ચારેયને ભાઈની જેમ ઇચ્છતો પોતાને ઘેર લઈ ગયો.

૧૪૩. આનો અર્થ પૂર્વની જેમ જાણવો, આ અઢારમા સર્ગનો અર્થ આ મ. શ્રી વિજયદર્શનસૂરીશ્વરના શિષ્યરત્ન પંન્યાસ પ્રિયંકર વિજયજી ગણિવર્યે લખ્યો છે.

# સર્ગ ૧૯

૧ જેઓ પૃથ્વી પર વિચરતાં અને દેશના દેતાં ચારે તરફ સવાસો યોજન મારિ દુષ્કાળ તથા રોગો શાંત થાય છે એવા શાંતિનાથ પ્રભુ તમારા અત્યંત કલ્યાણને માટે થાવ.

૨. તત્ત્વવૃત્તિ વડે નિર્મલ અને સમતા યુક્ત પ્રભુ નગરજન જેવા ગ્રામીણ જનોના ચિત્તમાં ઓપતા હતા.

૩. કામ ક્રોધાદિ કષાય રૂપી અગ્નિવડે સંતપ્ત થયેલા વિશ્વરૂપી બગીચાને દેશનારૂપી જલતરંગવડે પૂર્ણપણે સિંચતા, સ્વચ્છજલવાળા વાદળ જેવા આશ્રવ નિરોધ ચારિત્ર વાળા પ્રભુ વિચર્યા.

૪. જગતમાં વ્યાપેલા મોહાન્ધકારને વાણીરૂપી કિરણો વડે નાશ કરીને ભવ્યજીવ રુપી કમલોને વિકાશ કરતા, કોકપક્ષી જેવા લોકોના મિથ્યાજ્ઞાનજનિત દુઃખને ભેદતા સૂર્ય જેવા પ્રભુ વિચર્યા.

૫. મસ્તક ઉપર આકાશમાં ગોળ ત્રણનિર્મલ છત્રરત્નના બહાને પૂર્વથી આરાધેલી જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ આત્મિક રત્નત્રયીને ધારણ કરતા, કૃતજ્ઞતાને પ્રગટ કરતા પ્રભુ વિશ્વમાં વિચર્યા.

૬. ઉચ્છૃંખલ તથા વધતા વીર્યવાળા એવા પ્રચંડ મોહથી જ્ઞાનહીન હોવાથી ત્રાસ પામેલા શિષ્યવર્ગોને સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે "તમે ડરો નહિ મારીપાસે આવો તમને સમ્યક્ત્વની પ્રાપ્તિ થશે." આ વિચારથી જાણે ઉર્ધ્વધ્વજાઓ ફરકે છે.

૭. પોતાની પ્રાચીન શોભાવડે અતિ પ્રગટ કાન્તિ છે જેની એવા સુવર્ણ કમલોને ચરણ કમલોની નીચે રાખતા, સર્વોત્કૃષ્ટ નિસ્પૃહપણાને જણાવતા મેક્ષને મેળવવામાં એકતાન બનેલા,

૮. વળી એક હજાર આરા ધારણ કરતા, શોભતા, દેદીપ્યમાન વિશ્વના મોહાન્ધકારને નાશ કરતા ધર્મચક્ર વડે સૂર્યને જીતતા વિચર્યા

૯. ઇન્દ્રાણીઓએ હર્ષથી નાખેલી ધાણી જેવી કાન્તિવાળા, જંબૂદ્વીપના ચંદ્રની જ્યોત્સ્નાને જીતનાર એવા બે ચામરો વડે વિંઝાતા પ્રભુ વિચર્યા.

૧૦. સારા રાગવાળા, ગાંધર્વો વડે ગવાતા, શુદ્ધ શ્રદ્ધાવાળા ચારણોથી સ્તુતિ કરાતા, આકાશમા રહેલા ખેચરો અને ખેચરી વડે અંગુલિઓવડે દેખાડાયેલા પ્રભુ.

૧૧. પાપ વ્યાપારના સર્વથી અને દેશથી ત્યાગને દેખાડતા, આકાશ માર્ગમા દેવ દુન્દુભિના નાદ પૂર્વક સર્વ ઠેકાણે ધર્મ સ્થાપન કરતા પ્રભુ.

૧૨. કુકર્મોથી બળેલા ભવ્યજીવરૂપી ક્ષેત્રમાં સદ્જ્ઞાનરૂપી હળવડે ખેડીને સ્વચ્છ ભાવના રૂપી જલવડે સિંચીને સમ્યક્ત્વ રૂપી બીજને વાવતા જ્ઞાનીગુરુ વિચર્યા.

૧૩. સામે આવતા પક્ષિઓ જમણી પ્રદક્ષિણા દેતા અને તેના મનમા નમ્રતા ઉપજાવતા, કાંટા જેવા મિથ્યાદૃષ્ટિઓને નીચા નમાવતા પ્રભુ.

૧૪. સમ્યક્ત્વયુક્ત શ્રાવકસમૂહ જેવા રસ્તામાં ઉગેલા વૃક્ષોને નીચા નમાવતા, અરિહંત પ્રભુ પ્રાંતિહાર્ય યુક્ત સૌરાષ્ટ્ર દેશમાં વિચર્યા ૩ થી ૧૪.

૧૫. સૌરાષ્ટ્ર દેશમાં ઉનાળામા ચાલતા રેંટના અવાજને જાત્રાળુ સાંભળી પ્રથમ શ્રમ દૂર કરે છે પછી ઠંડું જલ પીને ખુશ થાય છે.

૧૬. બીજના ચંદ્રને દેખી સમુદ્રમાં ભરતી ઉત્પન્ન થાય છે. એમ જોઈને પુત્રમાં અસાધારણ પ્રેમ કરતાં ત્યાના લોકો શીખ્યા.

૧૭. સમીપમા રહેલા સમુદ્રની સેવાથી લોકો ગંભીરતાથી લક્ષ્મીવાળા બન્યા કારણ કે સેવેલા મહાપુરુષોથી શું પ્રાપ્ત થતું નથી ?

૧૮. જલયંત્ર સ્વામિના ઉપદેશથી ઉચિત સત્કાર કરવામાં કુશળ ત્યાંના લોકો આવેલા મુસાફરોને કુશલ પ્રશ્ન પૂછે છે

૧૯. સજ્જન પુરૂષો દુધપીને, માધવી તથા ખજુરોનાં ફલો ખાઈને તથા નાગર વેલના પાન ખાઈને મસ્તક ડોલાવતા દેવની સ્તુતિ કરે છે.

૨૦. જે દેશમા નાળિયેર જેવડા, મધુરતામાં સાકરના ખંડ જેવા તથા રાજાઓને ખાવાલાયક આમ્રફલને જોઈ કોને આશ્ચર્ય ના થાય. !

૨૧. જે દેશમા દેવાધિદેવ ઋષભદેવ, સોમનાથ પાટણમાં રહેલ ચંદ્રપ્રભસ્વામી અને ગિરનારમા નેમિનાથ સ્વામીની જાત્રા કરતાં લોકો પોતાના જન્મને સફલ માને છે.

૨૨. શું આ દેશમાં રત્નોની તથા વસ્ત્રોની ખાણ છે! જો ના હોય તો સુંદર વસ્ત્રો અને રત્નો ક્યાંથી મળે! એમ યાત્રિકો વિચારે છે.

૨૩. સુંદર વસ્ત્રો, દેવ યોગ્ય ભોજન, સૂર્યના રથમાં રહેલા ઘોડા જેવા ઘોડાઓ તથા લક્ષ્મીના રૂપ જેવી સ્ત્રીઓને જોઈ પંડિતોએ એને પુન્યનું જ ફલ કહ્યું છે.

૨૪. જે દેશમા માર શબ્દ કામદેવમાં તથા દારા શબ્દ સ્ત્રીઓમાં તથા કાલ શબ્દ કાળાવર્ણમાં વાપરે છે. બીજો અર્થ કોઈ જાણતું નથી.

૨૫. પુણ્યરૂપી કમલોને વિકસાવવામા સૂર્ય જેવા ઉત્તમ સુવર્ણની કાયાવાળા વીતરાગ પ્રભુ શ્રી શાતિનાથ સ્વામી શત્રુંજય પર્વત પર ચઢ્યા.

૨૬. જે પર્વત ઉપર તેલ વિના ઔષધિઓ રાત્રિમા પ્રકાશ કરતી હતી તે સીમાડાના લોકોને આશ્ચર્ય પમાડતી દીવાળી પર્વની યાદ આપે છે.

૨૭. વાદળોની પંક્તિ આકાશમાં આલંબન વિના પવન વડે ગતિ કરીને આવે છે. અને પવન રહિત શિખર ઉપર રહે છે. તેમ જીવો આ પ્રદેશમાં મિથ્યાજ્ઞાનના નાશથી શીઘ્ર મોક્ષ મેળવે છે.

૨૮. લાલવર્ણ વાળી ગૈરેયક ધાતુ બતાવીને જે પર્વત જાત્રીઓને ઉપદેશ આપે છે. કે અહીં ઘણા ભવ્ય જીવો રાગ-મોહ છોડીને આત્મનિષ્ઠ બની મોક્ષે ગયા છે.

૨૯ આ પર્વત ઉપર ઝરણાથી ઉઠેલા જલ કણિયાને શરદચંદ્રની ચાંદનીથી બનેલા મોતી ના હોય એમ માનીને ભોળી ખેચરીઓ હાથથી ગ્રહણ કરતી પોતાના પતિ વડે રોકાઈ.

૩૦. સર્વ લક્ષ્મીના નિવાસ રૂપ, કેવલજ્ઞાનથી શોભતા, દેવેન્દ્રો વડે સેવાતા, પોતાની ઈચ્છાથી શાંતિનાથ પ્રભુ જ્યારે શત્રુંજ્ય પર્વત પર આવ્યા ત્યારે ઈન્દ્રાદિથી યુક્ત જન્મ કલ્યાણકના આશ્રયભૂત મેરુપર્વતને આ પર્વત હસ્યો.

૩૧. દેવોએ પૂર્વ પ્રમાણે અશોકવૃક્ષાદિ યુક્ત રચેલ સમવસરણમાં બેસીને પ્રભુએ અમૃતસરખી દેશનાથી સમસ્ત જીવોને અભયદાનનો ઉપદેશ આપ્યો.

૩૨ દેશના પૂર્ણ થયા બાદ, પ્રભુને હાથ જોડી ઈન્દ્રે કહ્યું કે હે સ્વામી! મારા પર અનુગ્રહ કરી મારી આગળ આ શત્રુંજય તીર્થનું માહાત્મ્ય આપ જણાવો.

૩૩ ત્યારે શાંતિનાથ પ્રભુએ આ પર્વતનું માહાત્મ્ય કહેવા માંડયું. હે શક્ર! અષ્ટાપદ પર્વત કરતાં પણ શ્રેષ્ઠ અને પ્રથમ તીર્થ તરીકે આની પ્રસિદ્ધિ છે.

૩૪ હે ઇંદ્ર! રૂષભદેવ ભગવંતે મોહરૂપી હાથીઓનો નાશ કરવામાં સિંહ જેવા પુંડરીક મુનિને ઉદ્દેશીને આ સિદ્ધક્ષેત્ર છે. એમ ઉપદેશ્યું હતુ.

૩૫ પંડિતો આ પર્વતનાં ત્રણ નામો કહે છે. તેમાં પ્રથમ 'શત્રુંજય' નામ છે. કારણકે સંસાર સમુદ્રમાં ભમણનુ કારણ ક્રોધ છે. તે ક્રોધ રૂપી શત્રુનો નાશ કરતો હોવાથી આ પર્વત શત્રુંજ્ય નામથી પ્રખ્યાત છે.

૩૬. કેવલી અરિહંતોએ કહ્યું છે કે પાપના નાશકારક તથા આત્માને વિમલ બનાવતો હોવાથી આનું બીજું નામ વિમલાચલ છે. અહિં પુંડરીક ગણધર મોક્ષે ગયા હતા તેથી આ પર્વતનું નામ પુંડરીક ગિરિ છે.

૩૬. ભવ્ય જીવોના તાપને નાશ કરવામાં કમલ સરખા, તથા પુંડરીક મુનિને અનુ-સરતા કરોડો મુનિ અહીં સિદ્ધ થયા. તેથી આ પર્વતનું નામ સિદ્ધક્ષેત્ર છે.

૩૮. પ્રથમ તીર્થંકરના મુખકમલથી આ પર્વતનો અદ્ભુત પ્રભાવ સાંભળી, ભરત ચક્રવતીએ અહિં આવી ઉત્તમ રત્નના દહેરાસરમાં પિતાપુત્રની (શ્રી રૂષભદેવસ્વામી તથા પુંડરીક ગણધરની) મૂર્તિ પધરાવી.

૩૯. પ્રભુ બોલ્યા કે મારી પહેલાં પંદર તીર્થંકરો આ ગિરિ ઉપર આવ્યા હતા અને હવે પછી શ્રી નેમિનાથને છોડીને સાત તીર્થંકરો આ પર્વત ઉપર આવશે અને આ ગિરિની સ્પર્શના કરશે.

૪૦. આ પર્વતના ઉચ્ચ પ્રભાવને હું કહું છું. શ્રી ઋષભદેવ ભગવાનના પુત્રપૌત્રો બધાએ આ પર્વત ઉપર ચઢીને લોકમાં ઉત્તમ સ્થાન સિદ્ધશિલાને મેળવ્યું છે.

૪૧. સંસાર સમુદ્રમાં ડૂબતા લોકોને તારવા માટે કેડ બાંધી રહેલું, દુર્જય, અભિ-માની મોહરાજાના ક્રોધાદિ સૈન્યને પોતાની શક્તિથી રોકવા આ તીર્થ સમર્થ છે.

૪૨ સાચે સાચી પ્રભુની વાણી સાંભળી ઈન્દ્ર શાંતિ જીનેશ્વરને ભક્તિ પૂર્વક નમ્યો, પછી સ્વાધીન શોભાવાળા, દેવાધિદેવ દેવછંદામાં વિશ્રાંતિ લેવા પધાર્યા.

૪૩ રાત્રિએ મનુષ્યો ગયે છતે શ્રી રૂષભદેવની મૂર્તિ આગળ સુરેન્દ્રે અપ્સરાઓમાં શ્રેષ્ઠ એવી રંભા સહિત સંગીત શરૂ કર્યું

૪૪ ચારે પ્રકારે પ્રસિદ્ધ તતાદિ વાજીંત્રો વાગતાં છતાં ગાનાર, વગાડનાર અને જોનારના ભાવ શુદ્ધિથી ચારે ગતિનાં દુઃખો નાશ થયાં

૪૫ ભાદરવા માસની મેઘગર્જનાને જીતનારા, ચાર પ્રકારના વાજિંત્રોનાં તથા ગાયકો ના શબ્દો સાંભળી, ત્યાં રહેલા શબ્દ, રૂપ, રસ ગંધ સ્પર્શ એ પાંચે પ્રત્યક્ષ વિષયો ઈર્ષ્યા આવવાથી ચાલ્યા ગયા.

૪૬. જ્યાં પ્રતિમા રૂપે સાક્ષાત રૂષભદેવ દ્રષ્ટા છે, જ્યાં સંગીત રત્નનો આરંભ કર-નાર શક્ર છે, જ્યાં દેવીમાં વર્ણનીય નર્તકી રંભા છે તે સંગીત શું લોકોત્તર ન થાય? થાયજ.

૪૭. તીર્થંકર શ્રી આદિનાથની આગળ સુંદર નાચ કરતી રંભા, હાથ અને પગ દેખાડતી શોભતી હતી. કારણકે, પ્રભુ સામુદ્રિક શાસ્ત્રના પારંગત છે.

૪૮. કોઈ દેવી મારા વંશની ખ્યાતિ નહિ થાય, એમ ચિત્તમાં ધારી ઇંદ્રની આગળ વાંશળી નામનું વાજિત્ર વગાડવા લાગી

૪૯. દર્દર વાજિંત્રના શબ્દો પ્રમાણે પગના ઠેકાથી આ પુંડરીક ગિરિ કંપાયમાન થશે. એમ મનમાં વિચારી ધીરે ધીરે રંભા લીલા પૂર્વક નૃત્ય કરે છે.

૫૦. પોતાના સ્તન કરતાં આ વીણાનું તુંબડું મોટું છે! કે સરખું છે! તે જાણવા કોઈ તુંબડાને હૃદય આગળ થાપી વીણા વગાડવા લાગી

૫૧. શક્રની આજ્ઞાથી ભાવના ભાવતા કેટલાક દેવોએ ગીત ગાયા. તે ગીતો સાંભળી સ્વર્ગના અમૃત કરતાં અધિક માનવા લાગ્યા.

૫૨. પોતાની ભક્તિને સંગીત દ્વારા જોતા ઇંદ્રે અનેક અભિનયવાળું ઉત્તમ રંભાનું નૃત્ય જોતાં પોતાના સહસ્ર નેત્રને તથા ઐશ્વર્યને સફલ માન્યાં

૫૩. ત્યાં એકાગ્ર ચિત્ત પૂર્વક નૃત્યને જોતાં નિરંતર દેવોએ પોતાના નિર્નિમેષપણાની પ્રશંસા કરી જેથી પૂર્વભવમાં મારે વિઘ્ન ન હતું એમ માન્યું.

૫૪. રંભાનો નાચ જોઈ હર્ષિત થઇને દાનશૌંડ ઇંદ્રે કાંઇ આપ્યું નહિ કારણકે ભાવથી નાચ કરવાનું ફલ દેવાધિદેવ જ આપવા સમર્થ છે બીજું કોઇ નહિ.

૫૫. તીર્થંકરની આગળ સૌથી શ્રેષ્ઠ ગાંધર્વો ગાતા છતાં રંભાના નૃત્યમાં દતચિત્ત બનેલા દેવો જાણે મંત્રથી સ્તંભિત થયેલા ના હોય અથવા ધ્યાનસ્થ કિંવા ચિત્રિત ન હોય એવા વિચારો કોને આવ્યા નહી !

૫૬. રંભા નાચવા તૈયાર થઇ ત્યારે દેવોએ પ્રથમ મૃદંગ વગાડયો એટલા માટે લોકમાં નૃત્યમા, ઉત્સવમાં શરૂમાં મૃદંગ વગાડવાની પ્રવૃત્તિ છે.

૫૭ સ્વર્ગના ભોગમાં આસકત બનીને અહિં નહી આવેલા દેવોને બોલાવવા માટે દેવોએ ભેરી વગાડી.

૫૮. ત્યાં ઈંદ્રે સ્થિર ચક્ષુ રાખીને તે વિવિધ પ્રકારનું નૃત્ય જોયું અને તેને જોવાને સૂર્ય પૂર્વાચલ પર્વત ઉપર ચઢયો,

૫૯. ઇંદ્ર પ્રાતઃ કાલમાં આદીશ્વરને વંદનકરી વિચરતા સોલમા શાંતિજિનને નમસ્કાર કરી, દેવો સહિત પોતાના સૌધર્મ વિમાનમાં પ્રાપ્ત થયો.

૬૦. કામદેવને જીતનારા, આજ્ઞામાં પ્રધાન, ભગવાન શાંતિ જિનના ઉત્કૃષ્ટા બાસઠ હજાર સાધુઓ થયા.

૬૧. ઉગ્રચારિત્ર પાલન કરનારી શાંતિ જિનની સાધ્વીઓની ઉત્કૃષ્ટ સંખ્યા એકસઠ હજાર છસોની થઇ.

૬૨. જ્ઞાનમાં પ્રધાન ચૌદ પૂર્વીઓ આઠસો થયા અને અવધિજ્ઞાનીઓની ઉત્કૃષ્ટ સંખ્યા ત્રણ હજાર મુનિઓની હતી. ચોથું મનઃપર્યાય જ્ઞાન તેનાથી સહિત ચાર હજાર ઉત્કૃષ્ટ ભગવાનની પર્ષદાહતી.

૬૩. શાંતિ જીનને ઉત્કૃષ્ટ ચાર હજાર અને ઉપર ત્રણસો કેવલજ્ઞાની હતા. સમકિત ધારી અને વૈક્રિય લબ્ધિવાળા છ હજાર મુનિઓની ઉત્કૃષ્ટી સંખ્યા થઈ.

૬૪. શાંતિનાથ ભગવાને દેવોને પણ વાદમાં જીતનાર બેહજાર અને ચારસો વાદિઓની ઉત્કૃષ્ટી સંપદા થઈ. જૈન ધર્મના જ્ઞાતા શ્રાવકોની ઉત્કૃષ્ઠ સંપદા બેલાખ અને નેવુ. હજારની થઇ

૬૫. શાંતિજિનની ત્રણલાખ અને ત્રાણુહજાર શ્રાવિકાની ઉત્કૃષ્ટી સંખ્યા થઈ. ૧ લાખવર્ષના આયુષ્યવાળા ભગવાન આ પૃથ્વીને ચરણ કમલોથી પાવન કરતાં વિચર્યા.

૬૬. શાંતિજિનેશ્વર સાધુપણામાં પચ્ચીશ હજારવર્ષ વિચરી ભવ્યજીવોના પાપોને નાશ કરતા, ધર્મ દેશના આપતા, પોતાનો નિર્વાણ કાલજાણી નવસો ઉત્તમ સાધુઓ સાથે સમેત

શિખર નામના પર્વત ઉપર ચઢી અણુસણુ આદરીને રહ્યા શેકાતુર ચિત્તથી નજીકના રાજાએ ત્યાં આવ્યા,

૬૭. જે જગતમાં ચોત્રીશ અતિશય વાળા છે તેવા, કેવલી, તીર્થંકરનાં આયુષ્ય પણુ સ્થિર હોતાં નથી તો આપણાં આયુષ્ય ક્યાંથી સ્થિર થાય! ઇંદ્રના સિંહાસને કંપવા લાગ્યા અવધિજ્ઞાનથી જાણી, દેવો સહિત ઇંદ્ર જલ્દી સમેત શિખર પર્વત ઉપર આવ્યો.

૬૮ જે પ્રભુની કરોડો દેવોએ અનિમેષપણે સેવા કરી અને મનુષ્યોએ પ્રભુની સેવા અનિમેષભાવે કરી, સ્વભાવિકભેદભાવરહિત સેવાતા પ્રભુ અનિમેષપણાને પ્રાપ્ત થયા (નિર્વાણુ પામ્યા)

૬૯ એક માસનું અણુસણુ પુરૂં થતાં, જેઠ માસની વદ તેરસના દિવસે, ભરણી નક્ષત્રમાં ચંદ્રનો યોગ પ્રાપ્ત થયે છતે નિત્યાનંદમય શ્રી શાંતિજિનેશ્વર મોક્ષ સુખને પામ્યા

૭૦. શાંતિનાથ પ્રભુએ બાદર કાય યોગવડે બાદરવાગ્યોગ, તથા બાદરમનોયોગ રોકયો ને સૂક્ષ્મ કાયાયોગવડે. બાદર કાયા યોગને રોકી, જલ્દી સૂક્ષ્મવચનયોગ અને સૂક્ષ્મ મનોયોગને રોકયો પછી ત્રીજા સૂક્ષ્મક્રિયા નામના ધ્યાનથી સૂક્ષ્મ કાયાયોગનો રોધકર્યો, તરતજ ચોથા નષ્ટક્રિયા ધ્યાનથી અપ્રતિપાતિ શુકલ ધ્યાનમાં વર્તવા લાગ્યા.

૭૧. પાંચ હ્રસ્વાક્ષર (अइउऋऌ) બોલવા માત્રમાં અઘાતી, શેષચાર કર્મોની પ્રકૃતિને ક્ષયકરી, ચોદમે ગુણુઠાણે અયોગી બન્યા. સાથે પકૃતિથી સરલ સ્વભાવી, ક્ષીણુમોહવાળા મુનિએ પણુ અનંત ચતુષ્કને વર્યા અને પ્રભુ સિદ્ધશિલામાં ગયા. લેપરહિત તુંબડીની જેમ લોકોના અગ્રભાગે એક સમયમાં જઈને રહ્યા. અર્થાત સર્વકર્મ રહિત મોક્ષે ગયા,

૭૨. આ સંસારમાં મનુષ્યભવમાં જીવોને તુચ્છ, ક્ષણુ ભંગુર, વિનાશકારી, ઉદારમનથી જે કાંઈ સુખ આપ્યું તેમાટે અનંતસુખ, શાશ્વતને અવિનાશી રૂપ પ્રભુ શાંતિનાથ અનંત સુખને પામ્યા, તેજ સમયે નરકમાં રહેલા નારકો પણુ સુખી થયા,

૭૩. મહાનંદ (મોક્ષ) નામના નગરમાં શાંતિજીનેશ્વર ગયેછતે, ઇંદ્ર શોકાકુલ બન્યો, અને બોલ્યો કે હે તીર્થેશ્વર! દુઃખરૂપી મગરમચ્છોથી ભરેલા આ સંસાર સમુદ્રમાં પડતા જીવોનું તમારા વિના બીજો કોણુ રક્ષણુ કરશે?

૭૪ આ જગતમાં કોઈક પુત્રવિનાના, કોઈ રાજસન્માન વિનાના, કોઈ અસાધ્યવ્યાધિવાળા, તેમ દારિદ્રયરૂપી દાવાનલોની નાની મોટી સેંકડો જવાલાઓથી બળતા, વળી જ્યાં સંતોષ રૂપીજલના કુવાઓ રહિત, વળી કામની તૃષ્ણારૂપી લાલચોથી સળગતા આ સંસાર અરણ્યને મેઘની સરખા, આપના વિના, કોણુ બુઝવી શકશે?

૭૬. ચંદ્ર વિના રાત, દીવા વિના ઘર, કમલવિના તળાવ સૂર્યવિના દિવસ, નીતિવિનાનો-રાજા, વિવેક વિનાનું દાન જેમ શોભતું નથી તેમ આપના વિના હે પ્રભુ! આ લોક શોભતો નથી,

૭૭. આ પ્રમાણે પ્રભુની સ્તુતિરૂપ વિલાપ કરતા અને પોતાના આત્મામાં સમતા ધારણુ કરતા ઈંદ્રે શોકાકુલ દેવોને ઉપદેશી શાંત બનાવ્યા, આભિયોગિક દેવો વડે નંદન વનમાથી દિવ્યકાષ્ટો મંગાવી પૂર્વ દિશામા ગોળાકાર ચિતા રચાવી.

૭૮. ઈક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા મુનિઓના દેહ માટે ઇંદ્રના હુકમથી દેવોએ દક્ષિણ દિશામાં ચાર ખુણા વાળી ચિતા બનાવી તથા અન્ય વંશમાં જન્મેલા મોક્ષ પામેલા મુનિઓ માટે બીજા દેવોએ પશ્ચિમ દિશામાં તેજ પ્રમાણે ચિતા બનાવી. સ્વામિના હુકમથી સેવકો શું શુ નથી કરતા ?

૭૯ ઇંદ્રે પ્રભુના શરીરને ક્ષીર સમુદ્રના નિર્મલ જલવડે સ્નાન કરાવી, ચંદનોથી વિલેપન કરી, ચંદ્રકિરણના જેવા ઉજ્વલ દેવદૂષ્ય વસ્રા પહેરાવી પુષ્પોથી પૂજા કરી. તેવી જ રીતે દેવોએ બીજા મુનિઓના દેહની પૂજા આદિ કરી જલ્દી શિબિકામાં પધરાવ્યા,

૮૦. ખેદપૂર્વક ઇંદ્ર શિબિકાને પોતાના મસ્તકે ઉપાડી ચાલ્યો, બીજા હજારો દેવો બીજી બે શિબિકાને ઉપાડીને ચાલ્યા

૮૧. ઇદ્રાણી તથા રંભા વગેરે દેવીઓ ઉંચાસ્વરથી ગાતી અને રાસડા લેતી ચાલવા લાગી. પ્રભુની આગળ સંગીત કરતા ગાંધર્વ દેવો ચાલ્યા. કોઈક દેવો દિવ્ય વસ્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. હજારો દેવની પંક્તિ પ્રભુજીને વંદના કરતી નમવા લાગી, વળી કોઈક દેવો કેશરીયા રગ છાંટવાના બહાને મનથી પ્રભુની ભક્તિ કરતા નીકળ્યા,

૮૨. પ્રભુની આગળ કોઈક દેવો કૃષ્ણાગુરૂ ધૂપ કરતા હતા, કેટલાક દેવો સુગંધિ પુષ્પોની માળાઓ વર્ષાવતા હતા. કેટલાક દેવો સંપૂર્ણ દોષ દૂર કરવા માટે ચઢેલા નિર્માલ્ય પુષ્પોને તોડતા છતા ચાલ્યા.

૮૩. પ્રભુના અંતિમ દર્શન હોવાથી જોનાર માટે પગલે પગલે ઉભા રહેતા, દેવો તથા ઇંદ્રો ત્રણ શિબિકાઓ ઉપાડી ચિતાની નજીક આવ્યા

૮૪ ઇંદ્રે ખેદપૂર્વક પૂર્વ દિશામાં ગોળાકાર બનાવેલી મોટી ચિતામાં પ્રભુના દેહને મુકયો બીજા દેવોએ બે ચોરસ ચિતામાં બન્ને જાતના મુનિ દેહોને મુકયા.

૮૫ વહ્નિકુમાર દેવોએ ચિતામાં અગ્નિ નાખ્યો. વાયુકુમાર દેવોએ વાયુ નાખી, ચિતાને અગ્નિજ્વાલા વડે પ્રગટ કરી. બીજા દેવો કર્પૂરધૂપ વિગેરે તેમાં નાખવા લાગ્યા, ત્રણે ચિતામાંથી ઉડેલી ધૂમની પંક્તિ જાણે પ્રભુના વિરહ કાલમાં ત્રણભુવનમાં શોક આપનારી થઈ.

૮૬. વાયુના સંબંધથી ઉંચો બળતો અગ્નિ ત્રણે ચિતામાંથવી કે લજ્ઞાનના ત્રણપ્રકાર ના બતાવતો હોય, તેમ શોભે છે

૮૮. અગ્નિથી બળી ચરબી મેદ વિગેરે રહિત શુદ્ધ અસ્થિ થયે છતે મેઘકુમાર દેવોએ સમુદ્રના જલની વર્ષા કરી ચિતાઠારી દીધી પછી ઇંદ્રે પ્રભુની ઉપરની જમણી દાઢા ગ્રહણ કરી. ચમરેંદ્રે દોષદૂર કરનારી નીચેની ડાબી દાઢા લીધી. બીજા ઇંદ્રોએ દાંત વિગેરે લીધા રાજાઓએ ભસ્મ લીધી અને મનુષ્યોએ ધૂલિ લીધી જિનની ચિતાના સ્થાને ઇંદ્રોએ રત્ન સ્તૂપ બનાવ્યો.

૮૯. શાંતિજિનેશ્વરનાં કુમાર અવસ્થામાં પચ્ચીશ હજાર વર્ષ વીત્યાં. રાજય, ચક્રવર્તિ પદવી તેમજ દીક્ષામાં કુલ એક લાખ વર્ષનું આયુષ્ય વીતાવ્યું તે ધર્મનાથ સ્વામિના નિર્વાણથી ૦। પલ્યોપમ ઓછું એવા ત્રણસાગરોપમ કાલ ગયે છતે શ્રીશાંતિજિનેશ્વરનું નિર્વાણ થયું.

૯૦. સુસમ નામના ચોથા આરામાં રત્નસ્તૂપ પર સુંદર પ્રશસ્તિ ઈંદ્રોએ લખી ને ઇંદ્રોપરિવાર રહિત નંદીશ્વરદ્વીપમાં જઈ આઠ દિવસનોઉત્સવ કરી શોક રહિત, આનંદ પૂર્ણ ચિત્તવાળા બની પોતાના વિમાનો વડે પોત પોતાના સ્થાને ગયા.

૯૧ પ્રભુના ચક્રાયુધ નામના ગણધર તીવ્રતપ વડે દુષ્કર્મોને હણી કેવલજ્ઞાન પામી લાંબા કાળ સુધી આ પૃથ્વીતલ પર વિચરી, ભવ્ય જીવોને પ્રતિબોધ કરી, કોટિશિલા તીર્થમાં મોક્ષે ગયા.

૯૨. જેઓ ચક્રવર્તિની સ્વાધીન લક્ષ્મી ભોગવી અને તેનો ત્યાગ કરી મોહ રાજાને હણી નાંખી, કેવલજ્ઞાનની સહચારિણી મુક્તિ શ્રીમતીને વર્યા તેવા શાંતિજિનેશ્વર હંમેશાં તમારું કલ્યાણ કરો.

૯૩ અર્થ પૂર્વની જેમ જાણી લેવો.



# પ્રશસ્તિ

૧. અત્યંત પ્રેમથી જુદા જુદા ઈંદ્રોથી સેવાતો લાખો યોજન વિસ્તારવાળો, ઉંચો, મેરુ પર્વતના જેવો અને તે અંતકાલમાં સ્થિર રહેલો, સિદ્ધ થવાની ઈચ્છાવાળો આ ચાલુ બૃહદ્ ગચ્છ ચિરકાલપર્યન્ત જયવંતો રહો.

૨. જે ભવ્યજીવ રૂપી કમલોને વિકસાવનાર, શ્વેતાંબરોમાં શિરોમણિ. સર્વ દિશામાં અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનાર અને ગચ્છમાં સૂર્ય જેવા પ્રકાશતા શ્રી મુનિચંદ્ર સૂરિ થયા જેમણે જીવોની સાથે મિત્રભાવ રાખતા સમ્યક્જ્ઞાનને આપ્યું.

૩. ઉધ્યામલ પર્વતને શોભાવવામાં સૂર્ય સરખા, ફાલેલ કુમુદચંદ્ર દિગંબર મતનું ખંડન કરી પ્રખ્યાત કીર્તિવાળા, વળી તાપરૂપી આપદ દૂર કરવાથી હર્ષિત બનેલા સજ્જનો વડે નિરંતર સેવાતા, પાટપરંપરાએ આચાર્ય મહારાજ શ્રી દેવસૂરિ લાંબા કાળસુધી જયવંત વર્તો.

૪. તેમની પાટે અદ્ભુત બુદ્ધિવાળા, સમતારસના સમુદ્ર; જેના ચરણ કમલમાં લક્ષ્મીબિરાજે છે, જેની સાથે પ્રીતિપૂર્વક સરસ્વતી રહે છે એવા ભક્ત લોકો વડે વંદાતા ભદ્રેશ્વર સૂરિ થયા.

૫. તેમની પાટે ગચ્છમાં પ્રધાન શ્રી ઇન્દુસૂરિ થયા. સમ્યક્જ્ઞાન પંથને બતાવનાર, અભિમાની મીમાંસકો, તથા નાસ્તિકો એવા મિથ્યાત્વ રૂપી હાથીઓ તેનું માન ઉતારવામાં સિંહ સરખા જેમને સાંભળી અજ્ઞાનવશ મિથ્યાત્વ માર્ગનુ આલંબન લીધું.

૬ તેમની પાટે જેની બુદ્ધિ બૃહસ્પતિને પણ આશ્ચર્ય પમાડનારી હતી તથા પુણ્ય પાપનું અનુમાન કરનારી બુદ્ધિ. ચાર્વાકનો તિરસ્કાર કરતી હતી. કર્મ તથા જીવનરૂપી દ્વૈતવાદને સિદ્ધકરી અદ્વૈતવાદ-વેદાંતનો ઉપહાસ કરતી હતી એવા આચાર્ય શ્રી માનભદ્ર સૂરિ થયા.

૭. તેમની પરંપરામાં રાજાઓમાં શ્રેષ્ઠ અહમદશાહ બાદશાહે જેની જ્ઞાન બુદ્ધિથી ચમત્કાર પામી અબજો સુવર્ણમુદ્રાઓ અર્પણ કરતા છતાં આ તપસ્વિઓને યોગ્ય નથી એમ કહી ત્યજીને ચારિત્ર પદને સ્થાપન કર્યું એવા ગુણભદ્ર સૂરિ થયા

૮. કેટલાક વ્યાકરણમાં પંડિત હોય છે. કેટલાક છન્દશાસ્રોમાં, કોઈ નાટકમાં, કોઈ ન્યાયશાસ્રમાં, કોઈ સાહિત્યમાં કોઈ શ્રેષ્ટબુદ્ધિ જણાવનાર અલંકાર શાસ્રોમાં નિપુણ હોય છે. પણ આ ગુણભદ્રઆચાર્યની બુદ્ધિ સર્વશાસ્રોમાં કુશલ હતી

૯. તેમના શિષ્ય મુનિભદ્રસૂરિ થયા, તે કેવા હતા, સ્યાદ્વાદના જાણકાર, શ્રી પેરોજ બાદશાહની સભામાં પ્રતિષ્ટા મેળવનાર હતા વળી આ નવા શાંતિનાથ ચરિત્રની રચના કરીને અનેક અનેક જન્મનાં મહાપાપોનો તેમણે નાશ કર્યો.

૧૦. પૂજ્યપાદ શ્રી મુનિદેવ સૂરિએ બનાવેલ શાંતિ તીર્થંકરનું અદ્ભુત કાવ્ય જોઈને મેં આ કાવ્ય કર્યું. તેમાં કોઈ ઉત્સૂત્રરૂપણા થઈ હોય તો સજ્જન પુરૂષોએ તે ગ્રહણ ન કરવી જોઇએ. કાંઈ ઓછું હોય તો અધિક બનાવીને સમજવું જોઈએ.

૧૧. શ્રી હર્ષપુરીય ગચ્છરૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડનાર ચંદ્ર સરખા, વાણીરૂપી આભૂષણોથી શોભતા રાજશેખર ગુરૂ કે જે સૌજન્યને ઉત્પન કરનારા, છે તેમણે દુષ્કર્મોના મર્મને તોડનાર આ શ્રી શાંતિચરિત્રની શુદ્ધિ કરી છે છતાં પણ પંડિત જનોએ મારીપર અનુપમ પ્રસાદ કરીને શુદ્ધિ કરવી.

૧૨. જે અરિહંતના ચરણ કમલને સેવતો, હંમેશાં ઉત્તમ ગુરુની ભક્તિરૂપી અગાધ સરોવળમાં ક્રીડા કરવાથી નિર્મલ પાંખવાળો હંસ જેવો બનીને જલને દૂધના ભેદને જાણતો હંસ સરખો ધર્મને અધર્મના ભેદનો જાણકાર છે એવો પુરૂષ શ્રી શાતિજિનેશ્વરનું કાવ્ય ભણવામાં હર્ષ મેળવે છે.

૧૩. જે પંડિતો કાલિદાસે રચેલા કાવ્યોમાં, શ્રી ભારવીએ તથા માઘ પંડિતે બનાવેલા મહાકાવ્યોમાં દોષો દેખાડે છે. વળી હર્ષ પંડિતે રચેલા નૈષધ મહાકાવ્યમા પણ દોષ દર્શાવે છે. તેવા પંડિતો પણ શાંતિનાથ મહાકાવ્યમાં જે ગુણો છે તેનું જ વર્ણન કરે છે.

૧૪. મિથ્યાત્વ યુક્ત, બનેલા ઉપરોક્ત પાંચ કાવ્યો છે જે પહેલાં તો ભણનાર માટે નિરંતર વ્યુત્પત્તિ આપે છે તેમ આચાર્યો કહે છે કે. હે સમકિતવંત જીવો તેની માફક આ શાંતિનાથ મહાકાવ્ય, જો સહેલાઇથી થાય તો કયું વાંછિત તેને મળ્યું નથી! અર્થાત બધું જ મળ્યું છે.

૧૫. હે પ્રમોદધારી પંડિતો અનુષ્ટુપ્ પ્રમાણે બત્રીશ વર્ણોની રચનાથી માપતાં આ શાંતિનાથ મહાકાવ્યમાં બાસઠસોને બોંતેર શ્લોકથી પણ વધુ પ્રમાણ થાય છે.

૧૬. રાગદ્વેષનું અદ્વિતીય કારણ જે મોહ તેનો નાશ કરી કેવલજ્ઞાન વડે ત્રણલોકના ભાવને જાણનાર તીર્થંકરે કરેલો ધર્મ, કથન કરેલો ધર્મ આ જગતમાં જ્યાં સુધી વર્તે છે ત્યાં સુધી આ શાંતિનાથ ચરિત્ર વિદ્વાનો દ્વારા હંમેશાં ભણાતુ રહો

૧૭. વિક્રમ સંવત ૧૪૧૦ ની સાલમાં જેઠ માસમાં સુદિ ત્રીજના દિવસે શ્રી શાંતિનાથ ચરિત્રની રચના પૂર્ણ થઇ શુભ ભૂયાત્ પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજય દર્શન સૂરિજીએ બનાવેલ ટીકાના આધારે ગુજરાતી ભાષામાં અનુવાદ તેમના શિષ્ય પન્યાસ પ્રિયંકર વિજયજી ગણીએ લખ્યો છે. તે સુજ્ઞપંડિત પુરૂષોએ ભાષામાં કોઈ દોષ ત્રુટિ હોય તો સુધારીને વાંચવો એજ અભ્યર્થના વિ. સ. ૨૦૨૧ ના ભા. વ. ૯ ને શનિવારે લખ્યો છે સર્ગ ૧૯ મો પુરો થયો અને તેની પ્રશસ્તિ પુરી થઈ.